ॐ

जीवन्तु मे शत्रुगणाः सदैव, येषां प्रसादेन विचिक्षणोऽहम्

He, that wrestles with us, strengthens our nerves and sharpens our skill Our antagonist is our helper This amiable conflict with difficulty obliges us to an intimate aquaintance with our Subject and compels us to consider it in all its relations. It will not suffer us to be superficial

Edmund Burke.

# દ્વિતિયાવૃતિની પ્રસ્તાવના



આ લઘુ પુસ્તકની પ્રથમાવૃત્તિ ઇ. સ ૧૮૯૩ માં મુદ્રણસ્વરૂપ પામી હતી. તેથી લગભગ આજે ઓગણીશ વર્ષે તે દ્વિતિય મુદ્રણ સંસ્કાર રૂપે પ્રગટ થાયછે. આ અંતરાલમાં ગુર્જર વિદ્વદ્ મંડળના આ પુસ્તક સંબંધે જે અભિપ્રાયો મળ્યા છે; તેને માટે શીર્ષવંદન કરી, પુસ્તકના મૂળ સ્વરૂપમાં તેના વાકપાટવમાં કે તેની વિષય વર્ણનામાં કોઇ પણ પ્રકારનું પરાવર્તન કર્યું નથી.

વળી આ પુસ્તકનું જ્યારે છેલું ફોર્મ લેખકના હાથમાં આવ્યું ત્યારે, ગુર્જરવાચક મંડળને રસમય કાવ્યોનું "કાવ્ય મધુર્ય" અર્પનાર સુહૃદ વિદ્વદ્ રત્ન રા. રા. હિમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ. એ પોતાના સુરસ અભિપ્રાય સાથે ત્રણ ઉપયોગી સૂચના કરી છે. તેમાંની બીજા ખંડમાં વિષયોના રેખા ચિત્રો (Out lines) જે માત્ર આ પુસ્તકમાં ચારજ છે, તેને વધારી ચાળીશપર લઇ જવી એમ છે; એ હાલ બને એવું નહિં હોવાને લીધે ત્રીજી આવૃતિમાં યોગ્ય વધારો કરવો, એવા વિચારપર મૂલ્તવી રાખવું પડ્યું છે. ત્રીજા ખંડમાં બીજી સૂચના પ્રમાણે વાદયોગ્ય સોએક વિષયનો ઉમેરો ગ્રંથના પરિશિષ્ટ તરીકે આપ્યો છે ત્રીજી સૂચના "વક્તાઓમાં કેવા કેવા ગુણો હોવા જોઇએ, અને તે ગુણો મેળવવા કેવા દૃઢ અને ચાલુ અભ્યાસની જરૂર છે, એટલું જો ઉપોદ્ઘાત રૂપે ઉમેરી શકાતો વળી ઓર લાભ વધે." આમ છે. આ ત્રીજી સૂચનાના સંબંધમાં જ્યારે હું પ્રયાસ કરતો હતો તેવામાં મારા જાણવામાં આવ્યું

કે "વક્તા" નામનું હમણાજ બહાર પડેલું પુસ્તક આ વિષય ઉપર ઘણું અજવાળું નાખી શકે એમ છે. માટે જિજ્ઞાસુઓને એ પુસ્તક વાંચવાની ભલામણ છે. જે વેળા આ પુસ્તક બહાર પડયું, તેજ વેળા ભાષણ કળાનું એક બીજું પુસ્તક હું તૈયાર કરતો હતો, પરંતુ તેનો કેટલોક ભાગ તૈયાર થયા પછી મારે તરતજ અમેરિકાના પ્રવાસે જવું પડયું અને ત્યાં ચાર વરસ રહ્યા પછી અહીં જ્યારે મારૂં આ-વવું થયું ત્યારે મને એમ લાગ્યું કે, ગુજરાતી ભાષામાં મહાવક્તાઓ થાય એ જો કે ઇષ્ટ છે, તથાપિ જ્યાં વક્તાજ ન હોય ત્યાં પ્રથમ વક્તા બનાવવાની અભિલાષાથી સંતોષ રાખવો એટલું હાલ તો બસ છે.

વળી વિદ્યાર્થીઓ તેમજ ગુર્જર સાહિત્યનો જેમને રસ લાગ્યો છે, એવા વક્તૃત્વકળાના અભિલાષિઓ સભા ક્ષોભને જીતી શકે, વિ-વેક પુરઃસર પોતાના વિચારો યોગ્ય ભાષા વસ્ત્રમાં વિભૂષિત કરી, સ-ભામાં રજુ કરી શકે, દલીલો યથાક્રમ ગોઠવી શકે અને ભાષણ કર-તાં વિષયાંતર ન થવા પામે, તેમજ હાથ ધરેલા વિષય સંબંધી પ્ર-ત્યેક વિચાર કંઇ નવું જ્ઞાન શ્રોતૃવર્ગને અર્પે એવા નમુના રજુ કર-વાનો મુખ્ય હેતુ આ પુસ્તકનો છે. વિષયો જો કે, વાદ અને પ્રતિવાદ રૂપે ગોઠવ્યા છે, તથાપિ જ્ઞાનેચ્છુ જનો જોઇ શકશે કે આમાં વિવાદ કરતાં સંવાદરૂપના વિશેષ છે. અને કંઇક ઉંડું જોનાર સહૃદયજનોને માલુમ પડશે કે પોતાના મિત્ર સાથે વાદ કરતાં વિશેષ થવાને બદલે વિવિધ જ્ઞાન મળી આવા સંવાદોથી પરસ્પરમાં સ્નેહ વર્ધન થાયછે.

માનવ સંસારની જીવન પ્રવૃત્તિઓ અનેકધા હોય છે પરંતુ એ પ્રવૃત્તિયોના જીવનનો આધાર નિર્ણય થયેલા વિચારો કે સિદ્ધાંતો હોય તોજ તે પ્રવૃત્તિયોને વિજય મળે છે. કહ્યું છે કે—

**मर्दनं गुण वर्धनं.** જે દવાને વિશેષ ઘુંટવામાં આવે, તે

દવા પોતામાં રહેલા ગુપ્ત ગુણોને પ્રગટ કરે છે. તેમજ જે વિચારોનું પરસ્પર ઘર્ષણ થાય, ત્યારે તે વિચારોમાં રહેલું આત્મતેજ પ્રગટી નીકળેછે. આર્ય દેશમાં શાસ્ત્રો સંબંધે, તત્ત્વો સબંધે, સાહિત્ય સંબંધે રાજ્ય સભામાં પંડિતોના વાદ વિવાદો થતા હતા અને ઘણાએક નિર્ણયો સિદ્ધાંતોનો તેથી પ્રજાને લાભ મળતો, વાદાર્થ સભાઓ એક પ્રકારની કસરતશાળા જેવી હતી; જેમ કસરત શાળામાં પ્રીતિ ખોયા વિના કસરત કરી પ્રતિસ્પર્ધીઓ કુસ્તી કરી, પોતાનું બળ વધારી શકે છે, તેમ વાદાર્થ મંડળમાં વિચાર બળની પુષ્ટી માટે વાદ થતા, આવા સમયને અનુલક્ષીનેજ એમ કહેવાતું કે—

**वादे वादे जायते तत्त्वबोधः** પરંતુ જ્યારે હિંદમાં અવિદ્યાએ પોતાનો કાળો કેર ચલાવવા માંડયો, અર્થાત્ જ્યારે "વિદ્યા જ્ઞાનને માટે નહિ પણ વિપાદને માટે, લક્ષ્મી દાનને માટે નહિ પણ મદને માટે અને બળ અન્યનું રક્ષણ કરવા માટે નહિ પણ પરને પીડા માટે મેળવાવા લાગ્યાં." ત્યારે લોકોએ માન્યું કે વાદે વાદે જાયતે માથા ફોડ; વળી જ્યારે પક્ષવાન્ અને વિપક્ષવાન્‌માં સમભાવનું સ્થાન અહંભાવે લેવા માંડયું, એટલે શાસ્ત્રાર્થ માટે થતી સભાઓ લોકોને અરૂચીકર થઇ પડી, અને વર્તમાનકાળમાં આ કારણથી શાસ્ત્રાર્થ બંધ પડયા છે. અને કોઇ કોઇ જગોએ થતા એવા પ્રયત્નોને હાલ પણ નિષ્ફળતા મળતી રહેછે. લોકો સમજ્યા છે કે જ્યાંસુધી પરમત સહિષ્ણુંતા. Tolerance જેવી પૂર્વે આપણા દેશમાં હતી અને હાલ આપણા સદ્‌ભાગ્યે પાશ્ચાત્ય બાંધવોના સહવાસથી થોડી પણ ઉદાર હૃદયના વિદ્વાનો અને ધર્મજ્ઞોમાં પ્રાપ્ત થવા લાગી છે. એ આપણા સદ્‌ભાગ્યના સુચિન્હો છે.



# પશ્ચિમ અને પૂર્વના દેશોમાંનો મારો

# વક્તૃત્વ અનુભવ.

ઇ. સ. ૧૮૯૬ માં ઇંગ્લાંડ થઇ મારૂં અમેરિકા જવું થયું હતું, ત્યાંના સાડાચાર વરસના નિવાસમાં, જગતના ઘણાજ વિખ્યાત વ-ક્તાઓના ભાષણો સાંભળવાના મને પ્રસંગો મળતાં શીકાગોના મારા દોઢ વરસના રહેઠાણમા કર્નલ, ઇંગરસોલ, વિલિયમ જેચ્ચાપન જેવા જગત્ વિખ્યાત ભાષણકાર, જેમના ભાષણોની અસર શ્રોતૃવર્ગ ઉ-પર એવી સચ્ચોટ જોવામાં આવતી કે, દેશનો મોટો ભાગ તેમના વિચારોને અનુમોદી સત્વર આચારમાં મુકાતા, એટલુંજ નહિં પણ, એ વખતે ઉત્તમ વક્તાઓ લાખો માણસોનું ભાગ્યચક્ર દેશના ભલા-ને માટે કેવા દ્રઢ વિચારથી, કેવા યોગ્ય શબ્દોથી, કેવા પ્રેમથી, કેવી છટાથી, કેવા આવભાવથી અને વિષયના રસને અનુસરતા વિવિધ પણ બુલંદ અવાજથી જે શુભ દિશામાં પરિભ્રમણ કરાવવું હોય તે જાણે તેમના હાથમાં હોય એવું ભાસતું હતું.

અમેરિકાના વિદ્વાનોનું મૂખ્ય નિવાસસ્થાન બોસ્ટન નગર છે. આ નગર આપણા વિદ્યાપ્રિય પ્રાચીન કાશીનગરને યાદ કરા-વતું હતું, ત્યાં મારૂં છ માસ રહેવું થયું, અહિં પણ વિવિધ વિષયો પર મનું વ્યાખ્યાનો સાંભળવાના પ્રસંગો મળતા. ડીટ્રોય એટલાંટીક, કાલામઝુ વગેરે અનેક નગરોમાં પણ ભાષણો સાંભળ્યા.

વળી મારા બીજા અને ત્રીજા યુરોપના પ્રવાસમાં મારો વક્તૃત્વ શ્રવણ શોખ ઘણે દરજ્જે પૂર્ણ થયો. પૃથ્વી પરના વિદ્વા-ન ભાષણ કરનારના ભાષણ સાંભળવાનુ, મારી મધ્યમ સ્થિતિ હોવા છતાં પણ હોઇ એવું ચેળુ (ગાંડ પણ) લાગ્યું હતું કે,

ડાલરથી ચાર ડાલર [ બારરૂપીઆ ] ખરચીને પણ ભાષણોના દિવસની પૂર્વે ટીકીટ મેળવતો હતો.

ચીકાગોનું ઓડીટોરીયમ જે પંદર હજાર માણસોનો સમાવેશ કરી શકે છે, ચીટા કુવાનું એમપીથી થીયેટર જેના પ્લેટફોર્મપર ત્રણ હજાર માણસો બેસતાં અને સભામાં લગભગ બારથી પંદર હજાર સ્ત્રી પુરૂષોની સંખ્યા ભાષણનુ શ્રવણ કરતી જોવામાં આવતી, તેવેળા હૃદય ઉપર એવી અસર થતી કે પશ્ચિમના લોકોની જ્ઞાન ક્ષુધા તે કેવી તીવ્ર છે, છેલ્લા પ્રવાસમાં પણ આલ્બર્ટહૉલ જેમાં બારથી પંદર હજાર માણસો એકી વેળા પોતાની સ્થિતિ અનુસાર વધારે ઓછી ફી ખર્ચીને ભાષણો સાંભળે છે, તેમાં પ્રથમ એક યુરોપિયન મિત્રના સહવાસ સાથે જવું થયું હતું. કૉનઝરવેટીવ પાર્ટીનાનેતા મી. બારફલોર, લેબરપાર્ટીના મુખ્ય મી. મેકડોનલ રંમસે અને સોલીસીટર જનરલ, તેમજ બીજા રાજ્યદ્વારી બાબતમાં જોકે એક બીજાના કટ્ટા પ્રતિપક્ષી ગણાય તથાપિ દેશના ગરીબ વર્ગોનો ઉદ્ધાર કરવાને માટે આ પવિત્ર ત્રિપુટીએ અછોરંગ ભજાવ્યો હતો. અને ભાષણ શ્રવણ કરતાંજ આંખોમાંથી એવાં અશ્રુ મ્હને વહન થયાં કે ખરેખર આવી વિશાળ અંતઃકરણવાળી પ્રજા જગત્ ઊપર રાજ્ય કરવાને યોગ્ય છે.

વક્તૃત્વ ક્ષેત્રમાં મ્હારો અલ્પ પ્રવેશ કેવો અને કેટલો છે તે હું અહીં કહેવા માગતો નથી

તા. ૧૫-૧૦-૧૯૧૨
મુંબઇ.

યોજક

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

**શ્રીમતિ મહારાણી વિક્ટોરિયાના** ભારતવર્ષીય સામ્રાજ્યની છાયા તળે રહી, ઇંગ્રેજ રાજ્યબાંધવોના સહવાસમાં આવી, આપણે જે તેના કેટલાએક પ્રશંસનીય ગુણોનું અનુકરણ કરવા માંડયું, તે ગુણોમાં **વાક્ચાતુર્યનુ** પણ આવાહન થયું. આમ થવાથી કેટલાએક વિદ્વજનોએ સભાસ્થાનોમાં નાનાવિધ વિષયો પર વ્યાખ્યાનો કરી પોતાનું વાક્પટુત્વ દાખવવા માંડયું છે, તથાપિ જે સ્વદેશી **મહાવકતાઓએ** પોતાના **પદલાલિત્યથી, શબ્દરચનાથી, વિચારસંકલનાથી,** તેમજ **વિષયઘટનાથી** આપણ સર્વને વ્યામોહ ઉપજાવ્યો છે, જે વાગ્વિશારદજનોએ પોતાની કુશાગ્ર બુદ્ધિથી, તર્કથી, અને પ્રમાણોથી સભાજનોને હેરત પમાડયાછે, જે વાગ્વીરોએ શબ્દબાણથી વિપક્ષનો પરાજય કર્યો છે, જે ભાષણકર્તાઓએ સુમનોહર વચનવૃષ્ટિથી સભાજનોને શાંતિદાન કરવા માંડયું છે, પોતાના સુસ્વરથી સભાને રંજન કરવા માંડી છે, અને પોતાના બુલંદ અવાજથી કે શબ્દગર્જનાથી સભાને ગજાવી મૂકી છે, તે સર્વ વાક્પડિતોએ પોતાનું સર્વ સામર્થ્ય **ઇંગ્રેજી ભાષાક્ષેત્ર** પરજ દાખવ્યું છે. આપણી ગુર્જર વાગ્ભૂમિમાં હાલહાલ સભામાં **બોલનારાઓએ** પોતાનું **બલ** અજમાવવા પ્રારંભ કર્યો છે; તથાપિ આપણા વિદેશી રાજ્ય બાંધવોના **વાક્કૌશલ્યની** છાયા પણ ગૂજરાતી વકતૃત્વમાં આવતી હોય એમા આ લેખકને સંશય છે. **ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા,** અને **ઓસ્ટ્રેલિઆ** આદિ સુધરેલા દેશોમાં **ભાષણકળાને** અતિ ઉચ્ચસ્થાન આપવામાં આવ્યું છે તે દેશોમાં આ કળાને કેળવણી ખાતાના એક અગત્યના વિષય તરીકે ગણવામાં આવી છે. જેમ આપણા દેશની શાળાઓમા પ્રત્યેક શનિવારે કવિતા આદિ વિષયોના મુખપાઠ કરાવવામાં આવે છે, તેમ તે દેશની તેવી શાળાઓમાં આવી જાતનાં પુસ્તકોનો ઉચ્ચ વર્ગના વિદ્યાર્થિને પાઠ કરાવવામા આવેછે. વર્ગ એ વિદ્યાર્થિયોની, હાથ ધરેલ વિષયોનો નિર્ણય કરવાને મળેલા સભાસદોની સભા થઇ પડેછે. જે વિષયોની સારી રીતે ચર્ચા થઇ શકે. અથવા જે વિષ-

યોના અદ્યાવધિ કંઇ નિર્ણય ન થયા હોય એવા વિષયોમાંના સરળ પણ વાદગ્રસ્ત વિષયો લઇ નાટકોના પાત્રોને જેમ પાઠ વહેંચી આપવામાં આવેછે તેમ હાથ ધરેલ વિષયની પુષ્ટીમાં યા વિરૂદ્ધમાં બોલવાના તૈયાર કરેલા પાઠ તેઓને આપવામાં આવે છે. અને કંઇ વિતાના પાઠોની પેઠે આવા વિષયોના મુખપાઠ કરી વર્ગમાં પોતાના શિક્ષકની દેખરેખનીચે વડા નિશાળીઆને પ્રમુખસ્થાન આપી વિષયના પક્ષ યા વિપક્ષમાં બોલનાર સામસામા બેસી વાદ ચલાવે છે, અને તેમ કરતાં પોતાના પ્રતિપક્ષના વિચારોમાં રહી ગએલ ખામીઓ ( Fallacies ) દેખાડી પોતાના પક્ષને સબળ કરે છે. આવો અભ્યાસ ( Practice) કેટલોએક વખત ચલાવ્યા પછી વિદ્યાર્થિયોને ફક્ત એક વિષય લઇ તેના પક્ષ યા વિપક્ષના મુદ્દાઓ ( Points )દેખાડવામાં આવે છે અને વિદ્યાર્થિઓ એ મુદ્દાઓને પોતાની ભાષામાં યથાયોગ્ય ગોઠવી ઉપર મુજબ વાદરૂપ ભાષણો ચલાવે છે. અને જ્યારે આમ આપેલા મુદ્દા ઉપરથી વાદવિવાદ ચલાવવાનો અભ્યાસ ઠીક થઇ રહ્યો, એટલે તેઓને માત્ર વાદગ્રસ્ત વિષયોનુ નામજ એક સપ્તાહ (week) પેહેલા જણાવે છે એટલે તે દરમીઆન વિદ્યાર્થિઓ પ્રથમ તેના મુદ્દાઓ યથામતિ શોધે છે, યા તેવા વિષયપર લખાએલા અને પોતાના શિક્ષકે દેખાડેલ વિષયોનું જ્ઞાન મેળવી પ્રથમ મુદ્દાઓ તૈયાર કરી પછી પોતાની ભાષામાં ગોઠવી નિયમિત દિવસે વર્ગમાં ભાષણ કરવા તત્પર રહે છે. બાળકુળાને ખિલવવા માટે તેવા સુધરેલ દેશમાં આ પ્રમાણે આવા વિદ્યાર્થિયોને અભ્યાસ કરાવવામાં આવે છે, અને આ પુસ્તક પણ મુખ્યત્વે કરી જે ઇંગ્રેજી પુસ્તકના અનુવાદરૂપે છે તે પુસ્તક પણ તે દેશોની પાઠશાળાના વર્ગીય પુસ્તકમાનું છે, એમ તે પુસ્તકના ઉપોદ્ઘાતમાં જણાવ્યું છે. આમ ત્યાંની શાળાના ઉચ્ચ શ્રેણીના વિદ્યાર્થિવર્ગમાંજ થાયછે, એટલુંજ નહિ પરંતુ મદ્રેસાઓ ( Colleges)માં વાદવિવાદ સભાઓ(debating societies)માં ને મંડળો(clubs)માં પણ તેમજ અભ્યાસ કરાવવામાં આવેછે. આ પ્રમાણે કરેલા અભ્યાસથી એક લાભ જે થાયછે તે એજકે જ્ઞાન પરિપક્વ થયા પછી પણ નામાંકિત વિદ્વાનોને સભામાં ભાષણ કરવાના અપરિચયને લીધે સભાક્ષોભ થાયછે, તેમ તેઓને સભાક્ષોભ બીલકુલ નડતો નથી.

**બર્ક, શેરિડન, મેકોલે, ફોક્સ, પિટ** વિગેરે જે જે **મહાવક્તાઓ** હજુ સુધી ઈંગ્લાંડના હૃદયમાં કોરાઈ રહેલા છે, તેઓએ આરંભમાં આવા વાદાર્થિમંડળોમાં અભ્યાસ કરેલો જણાય છે. માટે આપણા દેશમાં પણ જ્યારે હાલમાં ધર્મસભા, સંસાર સુધારક સભા, મિલના શેરહોલ્ડનરની સભા કેળવણીસંબંધી સભાઓ મુંબઈ તેમજ ગૂજરાત, કાઠિયાવાડ, વગેરેના મુખ્ય નગરોમાં ઉભરાવા લાગી છે, તે વખતે કદાચ આવું પુસ્તક ઉગતા અભ્યાસીયોને ઉપયોગી થઇ પડે એમ જાણીને આ જેવો તેવો પ્રયત્ન કર્યો છે.

વળી આપણી ગૂજરાતી ભાષામાં હાલ નાનાવિધ વિષયો સંબંધે પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં છે અને તેથી તે દ્વારાએ ઘણા એક પુસ્તકપ્રિય બાંધવોને બોધ મળે છે. તથાપિ વિદ્યાભિલાષી તેમજ લોક સમાજના સાધારણ વર્ગ એ બન્નેને એકજ સમયે બોધ આપવાને **વકતૃત્વકળા** પણ એક અચ્છુ સાધન છે.

હાલ સભાઓ તો ગૂર્જર મંડળોમાં પણ થવા લાગી છે, તથાપિ મારા અનુભવપ્રમાણે ઘણીખરી સભાઓમાં આપણા આર્યદેશમાં પણ આપણા રાજ્ય **પિતામહ** મી. **ગ્લાડસ્ટન,** જેઓનું શરીર વૃદ્ધાવસ્થાએ પહોચ્યું છે, તથાપિ તેઓની લોકપ્રિય વાણીએ પોતાની જરા પણ યુવાવસ્થા છોડી નથી, તેવા **વક્તાઓ** પ્રત્યેક વિષયમાં થાય તો આપણી રાજકીય, સંસારિક, ધાર્મિક સ્થિતિ સત્વર સુધરે એમ નિઃસંદેહ જણાય છે. ધર્મ વિષયમાં દિગ્વિજય કરનારા આ દેશમાં પણ તેવા વક્તાઓ કોઇકાળે હશે એમ સંભવે છે. માટે તેવા મહાવક્તા થવાને ઘણા જ્ઞાનની, ઘણા અનુભવની, તથા આ કળાના ઘણા અભ્યાસની અગત્ય છે. વળી આ કળાને યોગ્ય **મહાવક્તા** થવાને **રોમનગર**ના જગદ્વિખ્યાત મહાવક્તા **સિસેરોએ** ખરા વક્તાનાં લક્ષણો પોતાના "**વકતૃત્વ**" નામના ગ્રંથમાં વર્ણવ્યાં છે; તે લખે છે કે "વક્તામાં ન્યાય કે તર્કશાસ્ત્રીની **કુશાગ્રબુદ્ધિ** તત્વવેત્તાના જેવું ડાહપણ, કવિના સરખી ઘણે અંશે વાણી, ધારા શાસ્ત્રીની સ્મરણશકિત, અને નાટયપાત્રના જેવી હાવભાવયુકત ભાષા જોઇએ."

પરંતુ અહીં **નિયમપુરઃસર** ભાષણો થતાં હોય, તેનાપર **સભ્યતાથી** વાદ થતો હોય, **વિષયાંતર** અટકતું હોય અને હાથ ધરેલ વિષયોના વ્યાખ્યાનોથી કંઇ **નિર્ણયપર** અવાતું હોય એમ પણ બહુજ થોડુંજ દેખાય છે. માટે આ મારો પ્રયત્ન તેઓને કંઇક નિયમમાં રે.

બર્ક, શેરિડન, મેકોલે, ફોક્સ, પિટ વિગેરે જે જે **મહાવક્તાઓ** હજુ સુધી ઇંગ્લાંડના હૃદયમાં કોરાઈ રહેલા છે, તેઓએ આરંભમાં આવા વાદાર્થિમંડળોમાં અભ્યાસ કરેલો જણાય છે. માટે આપણા દેશમાં પણ જ્યારે હાલમાં ધર્મસભા, સંસાર સુધારક સભા, મિલના શેરહોલ્ડરની સભા કેળવણીસંબંધી સભાઓ મુંબઈ તેમજ ગૂજરાત, કાઠિયાવાડ, વગેરેના મુખ્ય નગરોમાં ઉભરાવા લાગી છે, તે વખતે કદાચ આવું પુસ્તક ઉગતા અભ્યાસીયોને ઉપયોગી થઇ પડે એમ જાણીને આ જેવો તેવો પ્રયત્ન કર્યો છે.

વળી આપણી ગૂજરાતી ભાષામાં હાલ નાનાવિધ વિષયો સંબંધે પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં છે અને તેથી તે દ્વારાએ ઘણા એક પુસ્તકપ્રિય બાંધવોને બોધ મળે છે. તથાપિ વિદ્યાભિલાષી તેમજ લોક સમાજના સાધારણ વર્ગ એ બન્નેને એકજ સમયે બોધ આપવાને **વક્તૃત્વકળા** પણ એક અમૂલ્ય સાધન છે.

હાલ સભાઓ તો ગુર્જર મંડળોમાં પણ થવા લાગી છે, તથાપિ મારા અનુભવપ્રમાણે ઘણીખરી સભાઓમાં આપ[illegible]

# વક્તાઓને સંબોધન.

પ્રિય મિત્રો—આ જગત્માં કોઇ ધનથી, કોઇ વિદ્યાથી, કોઈ કુળાથી, કોઇ રાજ્યથી અને કોઇ અધિકારથી બીજા મનુષ્યપર પ્રભુત્વ ( સત્તા ) પામવાની અભિલાષા રાખે છે, પરંતુ **વાણીથી** જે **પ્રભુત્વ** પ્રાપ્ત કરી શકાય છે તે અવર્ણનીય છે. અનેક માણસોના ભાગ્યચક્રની દોરી પોતાના હાથમાં રાખી પોતાની ઇચ્છા મુજબ ફેરવી, તેઓના વિચારોને સન્માર્ગે વાળવા, અને તેઓની તૃષ્ણાને નિયમમાં રાખવી એ કંઇ સામાન્ય યશપ્રાપ્તિનું સ્થાન નથી. પરંતુ પોતાની **વાણીને** વશ કરવાનો **જ્ઞાન, બુદ્ધિ,** ને **ભાષણકળાની** કેટલી અગત્ય છે તે આ પુસ્તકના છેલ્લા વિષયનો વાદ ધ્યાનપૂર્વક વાંચવાથી જણાશે. હાલ તુરત તો વાદવિવાદના નિયમો લખ્યા છે, તે પ્રમાણે આ કળા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એમ મારી સૂચના છે અને તેટલા માટે મે આ ગ્રંથ ત્રણ ભાગ યા ખંડમાં વહેંચી નાંખ્યો છે.—

**પ્રથમ ખંડમા**—૭ વિષયો દાખલ કર્યા છે અને પ્રત્યેક વિષયપર ૧૨ થી ૧૫ વક્તાઓ વાદવિવાદ ચલાવી અંતે નિર્ણય પર આવે છે.

**દ્વિતીય ખંડમાં**—ચાર વિષયો છે, તે વિષયોપર પ્રથમ ખંડની પેઠે વાદવિવાદ ચલાવ્યો નથી પરંતુ વિષયના **પક્ષ** અને **વિપક્ષની** દલીલો આપી છે. ( એ દલીલોમાંથી પ્રત્યેક દલીલ લઇ પોતાના તરફથી તેમાં વિશેષ ઉમેરી પ્રથમ ખંડમાં દાખલ કરેલા વક્તાઓના જેવી શબ્દરચના કરી બોલવાનો પ્રારંભ કરે એવો ઉદ્દેશ રાખ્યો છે )

**તૃતીય ખંડમાં**—ઘણી નિર્ણય નહીં થએલા વિષયોના નામો લખ્યાં છે. ( આ વિષયોની સંખ્યા પચ્ચીસ વધારી શ-

કારશે.) પ્રથમ આ કળાના અભ્યાસિયોએ આમાંથી પોતાને ઇચ્છામાં આવે તે વિષય લઇ પોતાને જાણીતા મુદ્દા તૈયાર કરી દ્વીતિય ખંડમાં દાખવેલી રીતપ્રમાણે પ્રથમ પક્ષ યા વિપક્ષ જે લેવો હોય, તેનાં પ્રમાણો લખી લેવાં અને પછી પ્રથમ ખંડમાં દાખવેલ વક્તાઓના જેવાં ભાષાવસ્ત્રોથી પોતાના વિચારોને ભૂષિત કરવા.

---

## વાદ-પ્રતિવાદના નિયમો.

---

વર્ગની સ્થાપનાને અર્થે સભાસદોની પ્રથમતો સાધારણ સભા બોલાવવી, તેમાં મંડળીનું નામ ઠરાવવું, વાદવિવાદના ધારા પસંદ કરવા અને મંત્રીની ચુંટણી કરી, તેને સભાના વહિવટની નોંધો રાખવાનું કામ સોંપવુ.

સાધારણ સભાઓ ૭ ૭ મહિને બોલાવવી, અને તેમાં કાયદાઓ નક્કી કરવા, સુધારવા, અથવા વધારવા, અને નવા મંત્રીની ચુંટણી કરવી યા જૂનાને ફરીથી ચુંટી કાઢવો.

સર્વ સભામાં સભાજનોમાંથી અધ્યક્ષની નિમણૂક કર્યાબાદ, મંત્રીએ ગત સભાનો રીપોર્ટ વાંચવો, તે મંજુર થયા, પછી અધ્યક્ષે સભામાં ભાષણ કરવામાટે, વાદનો ઉપોદ્ઘાત કરવાને જે ગ્રહસ્થે માથે લીધું હોય તેને તેનો આરંભ કરવા આજ્ઞા આપવી.

ત્યારબાદ નિયમસર બીજા ગ્રહસ્થે તેને ટેકો આપવો અને પછી બીજા સભ્યજનોએ અનુક્રમે પોતાની ઇચ્છા હોય તે પક્ષમાં બોલવું. જે બોલવાના હોય તે સઘળા બોલી રહ્યા પછી અધ્યક્ષે પ્રવેશકને યા વાદનો ઉપોદ્ઘાત કરનારને ઉત્તર આપવાને આજ્ઞા કરવી. પછી અધ્યક્ષ સાહેબે સભામાં ચાલુ પ્રશ્ન મૂકવો અને હાથ ઉંચા કરાવી વિશેષ મતે તેનો નિ-

ર્ણય કરવો. આ કામ થઇ રહ્યા પછી આગામી સભામાં કયા વિષયપર વાદ ચલાવવો, તે નક્કી કરવા એક સભાસદે દરખાસ્ત કરવી, બીજુએ તેને ટેકો આપવો અને વિશેષ મતથી વિષયને ઠરાવવો. પછી વર્ગ યા સભા વિસર્જન કરવી.

કોઇ પણ સભાસદને બે વાર બોલવાની અથવા કોઇને ફરીથી ખૂલાસો કરવાની રજા આપવી નહિ, પરંતુ પ્રવેશકને ઉત્તર આપવા ફરીથી બોલવા દેવો.

પ્રવેશકે પોતાનો જવાબ આપતાં નવા પ્રમાણો દાખલ કરવાં નહિ, પરંતુ આગળ જે બોલાઇ ગયું હોય તેનેજ અ-વલંબી ઉત્તર આપવું.

પ્રમુખે અધ્યક્ષસ્થાનપર બેસી કંઈ પણ વિચાર આપવો નહિ, અને ઉભય પક્ષનાં સરખાં મત થયાવિના તેણે પોતાનું મત પણ આપવું નહિ, પરંતુ સરખાં મત હોય ત્યારે તેણે પોતાનો મત પોતાને યોગ્ય લાગે તે પક્ષમાં આપવો.

પ્રત્યેક બોલનાર યા વક્તાને અમુક મિનિટ સુધી વાદ ચ-લાવવાની મર્યાદા કરવી, એ યોગ્ય ગણાશે. દાખલા તરીકે દશ મિનિટ બસ છે, પરંતુ પ્રવેશકને પંદર મિનીટ સુધી બો-લવાને રજા આપવી જોઈએ.

જે વક્તાઓ બોલવાના હોય તે સઘળા બોલી શકે તેટલો સમય ન હોય તો ચાલુ વાદ આગામી સભાપર મુલતવી રા-ખવો અને મુલતવી રાખવાની દરખાસ્ત કરનાર, અથવા તેની ગેરહાજરીમાં તેને ટેકો આપનારે વાદનો પુનઃ આ-રંભ કરવો.

# અભિપ્રાયો.

## રા. રા. એન. જી. વેલિનકર.

એમ. એ. એલ એલ. બી.

મ્યુનિ. સ્કુલોના સુપ્રીન્ટેન્ડેન્ટ મુંબઇ.

લખે છે કે—

I have looked into Pandit Fatechand Lalan's book entitled સદ્વક્તા or First Steps for beginners of the Art of Public Speaking. The book appears to me to be very well written and to treat the important subject of Oratory in an interesting, clear and suggestive manner. It also contains much useful information and is calculated to be of much use to the teacher or to the student desirous of self improvements.

Bombay.

16 th. Sept. 1912.

N. G. Velinkar,

M. A. L L. B.

# ગુજર તરજુમા.

પંડિત ફતેહચંદ લાલનનું સદ્‌વક્તા યાને ભાષણકળાના અભિલાષિયો માટે પ્રથમોપક્રમનું પુસ્તક હું વાંચી ગયો છું. સદર પુસ્તક ઘણી સરલ રીતે લખાયેલું છે. અને વક્તૃત્વનો જરૂરી વિષય ઘણો રસ પડે તેવી રીતે અને સૂચના સહિત આપ્યો છે. તેમાં ઘણી ઉપયોગી હકીકતો આપવામાં આવી છે, અને તેથી શિક્ષકને તથા જાતી ઉમંગથી આગળ વધતા વિદ્યાર્થિને તે ઘણું મદદ આપનારૂં થઇ પડે છે.

મુંબઇ તા. ૧૬ મી સપ્ટેમ્બર ૧૯૧૨.

એન. જી. વેલીનકર.

એમ. એ. એલ. એલ. બી.



## રા. રા. જમીએતરામ ગૌશાસ્ત્રી બી. એ.

ડે. ઇન્સ્પેકટર.

લખે છે કે—

આપનું (સદ્‌વક્તા) પુસ્તક મળ્યું, તેમાં ચર્ચાયેલો વિષય ગુજરાતી ભાષામાં પ્રથમજ અસ્તિત્વમાં આવ્યો છે. અને તે લાવવાનો આપે સારો પ્રયાસ કર્યો છે. માટે આપને ધન્યવાદ ઘટે છે. વક્તૃત્વ શક્તિનું પ્રાબલ્ય ઈંગ્લાંડાદિક પાશ્ચાત્ય દેશોની દૈનિક પ્રવૃત્તિમાં હિન્દુસ્થાન ભોગવે છે, એ બાબત સર્વથા જાણીતી છે. આપના સ્તુત્ય પ્રયાસનો લાભ જો ઉચ્ચ ભિલાષિ યુવકો અને ખાસ કરી આપણા ધર્મોપદેશકો લેશે તો તેથી તેમને લાભ થશે, એટલુંજ નહિ પરંતુ આપણા જનસમાજને ઉત્કૃષ્ટ કરવાની ખ્વાએશ રાખનારાઓની મુરાદ પણ પાર

પડશે. એવું મારી અલ્પમતિ મુજબ ધારવું છે. છેવટે હું એટલુંજ જણાવવાની રજા લઉં છું કે, આ કરતાં વધુ કઠીન વિષયોવાળું બીજું પુસ્તક આપ પ્રસિદ્ધ કરશો તો આપની ભાષાની સાદાઇ અને સરળતા જોતાં મને એમ લાગે છે કે તેથી સારો લાભ થશે.

સુરત સગરામપુરા.
તારીખ ૨૧ મા અકટોબર ૧૯૧૨.

લી. જમીએતરામ ગૌરીશાસ્ત્રી.



ૐ

## રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ.
એમ. એ.

મ્યુનિ. સ્કુલ. આ. સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ મુંબઈ.

લખેછે કે—

સ્નેહી ભાઇ શ્રી લાલન !

આપનું "સદ્વક્તા" હું હમણાજ ફરીથી જોઇ ગયો. ગુજરાતી વાચકોમાં આવાં પુસ્તકની આટલી થોડી કદર જોઇ ખરેખર ખેદ થાયછે. વક્તા થવાને ઇચ્છનારાને તો આ પુસ્તક સારી પેઠે માર્ગદર્શક થઇ પડે તેવું છે, એટલુજ નહિં પણ સામાન્ય વાચકને પણ તે એક બોધદાયક અને ઉચ્ચ આશય બતાવનાર સન્મિત્ર જેવું થઇ પડશે એમ મને ખાતરી થાયછે. તેનો પહેલો ભાગ દરેક વિદ્યાર્થીએજ નહિં, પણ દરેક વિચારકે પણ અવશ્ય વાંચવા જેવો છે. **ભાષાણનું જોર, વિચારની શ્રેણી, દલીલનું વજન અને નિર્ણયાત્મક વચનોનું ગાંભીર્ય દરેક વાંચનારને ખરેખર ઘણુંજ લાભકારક નિવડે તેવું મને જણાયું છે.**

બીજા ભાગનાં રેખા ચિત્રો વધારે હોયતો સારૂં એમ મને લાગ્યું, કારણ માત્ર એટલુંજ કે વિચાર કરતાં શીખનારને માર્ગ દર્શક ભોમીયો બહુજ મદદરૂપ થઇ પડે છે. એવું મ્હારૂં માનવું છે. માત્ર ચાર

વિષયને બદલે જો આપ તેવા ચાળીશ વિષય લઈ શક્યા હોત તો બીજા કોટલો બધા લાભ મેળવી શકત !

ત્રીજો ભાગ ખરેખર સારી પેઠે પૂર્ણ છે. અને આના માર્ગ દર્શન ...... આના શિષ્ય જોરદાર વકતા બની સભાના ચિત્તને સાંકળી રાખે એમાં કશી નવાઇ નથી.

વક્તાઓમાં કેવા કેવા ગુણ હોવા જોઇએ અને તે ગુણો મેળવવા કેવા દ્રઢ અને ચાલુ અભ્યાસની જરૂર છે, એટલું જો ઉપોદ્ઘાત રૂપે ઉમેરી શકો તો વળી ઓર લાભ વધે.

આ સૂચના આપના તરફથી બને તેટલો વધારે લાભ હોવાની અભિલાષાથીજ અપાયછે એક શીખનાર તરીકેજ આપું છું. ઉપદેશ તરીકે નહિં, એટલું જણાવવાની જરૂર રહેશે?

છેવટે એટલુંજ કહીશ કે આવાં પુસ્તકોની અનેક આવૃત્તિઓ થાય અને અસંખ્ય નકલો વંચાય અને વેંચાય એટલું ઇચ્છી આપના સત્કાર્યમાં સંપૂર્ણ વિજયની આશા રાખું છું. એજ

તા. ૩ સપ્ટેમ્બર ૧૯૧૨.

લી. હિમ્મતલાલ ગણેશજી અંજારિઆના
સ્નેહ યથાયોગ્ય

---

## રા. રા. જેકીસનદાસ જેઠાભાઇ બી. એ.

સંસ્કૃત પ્રોફેસર શામળદાસ કોલેજ ભાવનગર.

લખે છે કે—

પરમ સ્નેહી શ્રીયુત લાલન,

આપનો 'સદ્વક્તા' ગ્રંથ જોઇ જતાં ઘણો આનંદ થયો. અંગ્રેજી ભાષામાં આવી પદ્ધતિથી લખાયેલા Pros & cons, Fu-

mds in Council આદિ ગ્રંથો છે, છતાં ગુર્જર ભાષામાં એ પદ્ધતિના ગ્રંથો અધિક જોવામાં આવતા નથી. નિશ્ચિત સિદ્ધાન્તરૂપ વિચારો પ્રજા આગળ ધરવા એ એક પ્રકારે તેમનું શ્રેય સાધે છે એ સત્ય છે. વિવિધ વિષયોપર ઉભય પક્ષ જણાવવા અને તેમાંથી કયો કેટલે અંશે સત્ય છે તથા બળવાન છે એ નિશ્ચય કરવાની ફરજ વાચકને સોંપવી એ પદ્ધતિ અન્ય પ્રકારે મનનો વિકાસ કરનારી હોવાથી પ્રજા વર્ગનું શ્રેયસ સાધે છે. એ પણ તેટલુંજ સત્ય છે, અને તેથી આ પદ્ધતિ ન્યૂનપણે પ્રશંસાને પાત્ર નથી.

'સદ્વક્તા' ના તૃતીય ખંડમાં અનેક વિવાદાસ્પદ વિષયોનાં નામ આપી ગ્રંથની ઉપયોગિતામાં આપે ઘણી વૃદ્ધિ કરી છે.

ગ્રંથની દ્વિતિયાવૃત્તિ આપ પ્રગટ કરો એ જાણી અધિક સંતોષ થાય છે, કારણકે એ આવૃત્તિમાં શબ્દ શુદ્ધિ પણ સારી રીતે કરવાનો યોગ આવશે અને તેથી ગ્રંથની ઉપયોગિતામાં વૃદ્ધિ થશે.

તે તે વિષયને વિશેષ વિસ્તારથી જે જે ગ્રંથમાં ચર્ચ્યો જાણવામાં હોય તે તે ગ્રથોના નામો ગ્રંથમાં યોગ્ય સ્થળે ઉલ્લેખાય તો પ્રજા વર્ગપર આથી પણ અધિક ઉપકાર કરનાર એ ગ્રંથ થઇ રહે એવી આશા રખાય છે.

આપે આ ગ્રંથ લખવામાં કરેલો પ્રયત્ન પ્રશંસા પાત્ર છે અને એ આપના શુભ પ્રયત્નને ગુર્જર પ્રજાવર્ગ ઉચિત અનુમોદન અવશ્ય આપશેજ.

આપનો **સદ્વકતા** આપણી પ્રજામાં પોતાના નામને સાર્થક કરતો વિવિધ પ્રકારે જ્ઞાનના પ્રસારમાં સહાયભૂત થઇ રહે એજ શુભેચ્છા છે.

તા. ૧૫–૧૦–૧૨<br>**સુરત.**

લી૦ શુભેચ્છક,<br>**જે. જે. કણીઆ.**



## કવિ નાનાલાલ દલપત્તરામ એમ. એ.

લખે છે કે—

"જેટલે દરજ્જે ભાપણ કરવું એ કળા છે. તેટલે દરજ્જે તે શિક્ષણનો વિષય છે અને જેમ સાડુ કળાઓમાં તેમ આમાં પણ નિયમો કરતાં ઉદાહરણથીજ વધારે સારૂં શીખવાય છે. એમ કહેવાય છે. ઇંગ્લાંડના સારામાં સારા વક્તાઓ ઓક્ષફર્ડ કેમ્બ્રિજના શારદાપીઠમાંથી ભાપણ પદવીઓમાં કેળવાઇ મ્હોટા થાયછે. સુવિખ્યાત જૈન પંડિત લાલનનું પુસ્તક સદ્વક્તા આ ધોરણ પ્રમાણે નિયમોથી નહિ પણ ઉદાહરણોથી વક્તૃત્વના કપરા વિષયમાં નવ અભ્યાસીઓને પ્રવેશ કરાવેછે. એમનો પ્રયત્ન સારો છે; અને એ પુસ્તકની બીજી આવૃતિની જરૂર પડીછે, એજ એ પુસ્તકની ઉપયોગિતાની સાબીતી છે."

નાનાલાલ દલપત્તરામ કવિ.

રાજકોટ

તા. ૨૭–૯–૧૨



# વક્તૃત્વકળા

## પ્રથમ ખંડ.

### પૂર્ણ વાદ-વિવાદ સગ્રહ.

વિષય ૧.

**સ્વદેશને સર્વથી વિશેષ લાભ કોણ કરી શકેછે—શૂરવીર પુરૂષ, રાજનીતિજ્ઞ પુરૂષ, કે કવિ ?**

**પ્રથમ વક્તા**—પ્રિયબાંધવો, જે વિષય આપ શ્રોતાજનો સમક્ષ રજુ કરવાની હુ ઉમેદ રાખું છું, તે વિષય મારા વિચાર પ્રમાણે જેટલો મહત્વનો છે, તેટલોજ આનંદકારક પણ છે. સર્વથી વિશેષ લાભ પોતાના દેશને કોણ કરી શકે—**શૂરવીર પુરૂષ, રાજનીતિજ્ઞ પુરૂષ કે કવિ ?** એ આપણે આજે નક્કી કરવાનું છે. એક **શૂરવીર નર** પોતાના દેશબાંધવોના શારીરબળનો વાહક છે, પોતાના દેશનેમાટે તે યુદ્ધો લડેછે, પોતાના દેશપર હલ્લો કરનારાઓને હઠાવે છે, લોકમાં શાંતિ ફેલાવે છે, અને છેવટે પોતાના જાનના જોખમે પોતાના દેશના હક્કોનું રક્ષણ કરેછે; તેમજ પોતાના દેશબાંધવોનું બુદ્ધિબળ દાખવનાર **રાજનિતિજ્ઞ પુરૂષ** છે, તે પોતાની તિક્ષ્ણ બુદ્ધિથી નવા ધારા બાંધે છે, લોકસમાજમાં સુવ્યવસ્થા રાખી શકે છે, દેશપર આવતી આફતોને અટકાવે છે, અને છેલ્લે લોકલાગણીના ઝનુની વિચારોને લગામમાં રાખે છે; તેમજ **કવિ** પોતાના સ્વદેશીજનોનું નીતિબળ વધારે છે, તેમને સત્યનો ઉપદેશ કરેછે, અને ઉચ્ચ સૌંદર્યના અભિલાષી પણ તેજ કરેછે, ખરે આ ત્રણે નરોમાં અગ્રણી કોણ છે? તેનો નીવેડો લાવવો એ ઉપયોગી

છે, કારણ કે મનુષ્યપ્રાણીના આચાર તેના વિચારપર વિશેષ આધાર રાખેછે, અને જેને તે ઉચ્ચ ગણે છે; તેવો તે થવાને નિરંતર પ્રયત્ન કરેછે, પરંતુ એકદમ આ વિષયના નિર્ણયપર આવવું કઠિણ છે. જો આપણે શરીરના અવયવોમાં સર્વથી વિશેષ ઉપયોગી કયો, એ એકદમ કહી શકીએ તોજ આ ત્રણ નરોમાં મુખ્ય કોણ તે કહી શકાય; કારણ કે શૂરવીર નર એ આપણી પ્રજાનો હાથ છે, રાજનિતિજ્ઞ પુરૂષ એ તેનું મસ્તક છે, અને કવિ એ તેનું હૃદય છે. માટે હાથ, માથું ને હૃદયની તુલના કરવી જેટલી કઠણ છે, તેટલુંજ આ ત્રણ નરોમાં શ્રેષ્ઠ કોણ? એ કહેવું મુશકેલ છે. તેથી હું કોઇપણ એક વિચારપર આવું તેની પહેલાં મારા બીજા મિત્રોના વિચાર સાંભળવાને ઇચ્છા રાખુંછું. અને આ વિષય ઉપર ઘટતી તકરાર બરોબર થઇ શકે, એટલી જુજ પ્રસ્તાવના કરવામાં હાલ તો સંતોષ માની બેસવાની રજા લઉંછું.

**બીજો વક્તા**—મારા પરમમિત્ર પ્રથમ વક્તાએ જે પ્રમાણે આપણી સમક્ષ પોતાનો વિષય રજુ કર્યો છે. તેનેજ અનુસરી હું પણ કંઇ મારા વિચાર જણાવવા પ્રયત્ન કરૂં છું. ત્યારે આપણે જે નિર્ણય કરવાનો તે શૂરવીર પુરૂષ, રાજનિતિજ્ઞ પુરૂષ, અને કવિ એ ત્રણની વચમાંનો છે, અને મારા અલ્પ વિચારનું પરિણામ મને પહેલાની પક્ષમાં બોલવાને પ્રેરે છે. આમ કહેવામાં મારો એવો આશય નથી કે, રાજનીતિજ્ઞ પુરૂષની અમથ્ય કિંમત હું નાકબુલ કરૂંછું અને કવિનું ઉપયોગી ધર્મતત્વ વિસારી મેલુંછું, પરંતુ મને ખાતરીપૂર્વક એમ ભાસેછે કે, તે બેઉ કરતાં પોતાના દેશબાંધવોનું વિશેષ ભલું તો એક શૂરવીર નરજ કરી શકે છે. પ્રજામંડળમાં ફેલાએલી સ્વાદશાંતિને માટે આપણે તેના આભારી છીએ, એટલુંજ નહિ પણ તે સ્વાદશાંતિને લીધેજ બુદ્ધિ અને ઉત્સાહને ખીલવવા આપણને પ્રસંગ મળી આવેછે. તેના પરાક્રમો વગેરે અને તેના નામ સાથે જોડાએલું તેનું આ-

ઙ્વજ પરદેશી જનોથી થતા હુમલાથી આપણા દેશને મુક્ત- રાખે છે, અને કદાચ હુમલા થયા તો પોતાના દેશને વિજય અને કીર્તિની સાંકળ સાથે જોડે છે. જગતકર્ત્તાના મનોહર ઘટનાનો વિચાર કરીએ તો એમ જણાય છે કે, **શાંતિદેવીની** આગળ ચાલી નેકી પુકારનાર તો **શૂરવીરનરજ છે.** શાંતિના ૧અમોઘ મૂલ્ય વિશે ભાગ્યેજ વિશેષ બોલવાની જરૂર છે. આ તો સર્વ કોઇ જાણે છે કે, સલાહશાંતિના ઉપકારક સમયમાં વ્યાપાર વધે છે. ૨શાસ્ત્રીય વિદ્યા જ્યાં ત્યાં પ્રસરી રહે છે, કળા કૌશલ્યને પુષ્ટી મળતી જાય છે, સુધારો પૂર જોસમાં વિસ્તાર પામે છે, અને સર્વ કોઇને સામાજિક સુખ આ પોઆપ આવી મળે છે, વળી **શૂરવીરનર** પોતાના દેશબાંધવોને પોતાની જાતના દાખલાથી શૂરવીર થવાનો બોધ કરે છે, માનવ જાતિની હિંમતનાં વખાણ કરી તેઓને તેઓનું અનુકરણ કરવાને ઉશ્કેરે છે, એક **શૂરવીર નર** બીજા ઘણાંને શૂરવીર બનાવે છે, એવો કોઇ પણ નીડર **યોદ્ધો** નહીં હોય કે જેણે એક નીડર સૈન્ય નહિ ઉભું કીધું હોય, અને આ નીડરતા તે માત્ર ઝનુની ઉત્સાહની પેઠે ક્ષણજીવી નથી, પરંતુ તેના પ્રત્યેક આચાર-વિચારમાં એક સિદ્ધાંતરૂપે સંપૂર્ણ પણે દેખાઇ આવે છે; વળી તે ધીટતાની પરિસમાપ્તિ રણભૂમિમાંજ થતી નથી, પરંતુ મનુષ્ય પ્રાણીપર આવી પડતાં સંકટોની વેળાએ સહનશીલ થવાનો તે બોધ કરે છે, ખોટા અપવાદનો તિરસ્કાર કરાવે છે, જોરજુલમની સામે બાથ ભીડે છે, અને અવમાનિત હક્કોનું રક્ષણ કરે છે; મને તો તે શૂરવીરતાનો અવતારજ ભાસે છે, એટલુંજ નહીં પરતું શૌર્યની ઉત્પત્તિ પણ તેમાંથીજ થાય છે. તિક્ષ્ણ કાંટાવાળા યુધ્ધોમાંથી મધુર શાંતિપુષ્પોનો ચુંટનાર એજ નર છે, એટલુજ નહિ પણ તેનો ઉદ્યોગ સંકટને નસાડે છે, અને તેની હિંમત વિજયની ખાતરી આપે છે-આ મોટા મહત્વની વા-

---

૧ ઘણાં મોંઘા ૧ scientific

તનો તે ખરેખર ચિરસ્થાયી અવતારજ છે, આમ કહેવામાં હું કાંઇ અતિશયોક્તિ માનતો નથી.

**ત્રીજોવક્તા**—પ્રિય સભ્યજનો, આ વિષયનો પ્રારંભ કરનારે યથાસ્થિત કહ્યું છે કે, **શૂરવીર** પુરૂષ જનસમાજનો હસ્ત છે, **રાજનીતિજ્ઞ** પુરૂષ તેનું મસ્તક છે, અને કવિ એ તેનું હૃદય છે. મને આ ઉપમાં અલંકાર બહુજ ગમે છે, માટે તે હું માન્ય રાખું છું, અને તે ઉપરથી શું એમ નક્કી નથી થઇ જતું કે, આપણો મત **રાજનીતિજ્ઞ પુરૂષની** તરફેણમાંજ આપવો? જીવતાં માણસના સર્વ અવયવોમા મસ્તક એ શું મુખ્ય ભાગ નથી? હસ્તને તેની સાથે સરખાવો. હસ્ત જે કાર્યરૂપ છે તે માત્ર ક્રીયા કરે છે, પરંતુ મસ્તક તો વિચાર કરે છે. પ્રેરણા કરેછે. અને વિચાર[1] જે કારણરૂપ છે, તે ક્રિયાના[2] કરતાં મોટો નથી? વિચાર કરનાર કામ કરનાર કરતાં હમેશા શ્રેષ્ઠજ હોય છે, કારણકે હસ્તનો આધાર માથા ઉપર છે; પરંતુ કાંઇ માથાનો આધાર સર્વથા હાથ ઉપર નથી. એક વખત હસ્તને દૂર મૂકો, તથાપિ મસ્તક તેવુંને તેવું ઉપયોગીને નિરોગી રહેશે, પરંતુ એક વેળા મસ્તકને છેદી મૂકવામાં આવે તો બિચારા હાથથી શું [illegible] થવાનો? તેજ પ્રમાણે તમે શૂરવીરને રાજ્યમાંથી દૂર કરો, છતાં રાજ્ય ચડતી દશામાં આવશે, પરંતુ રાજનીતિજ્ઞ પુરૂષને અભાવે તેમાં ઝઘડા પેસવા માંડશે, અને પાયમાલ થઇ જશે. રાજનીતિવેત્તાની સલાહ વિના એક સેનાપતિને એક ફોજ સોંપી હોય અને જો તે સેનાપતિમાં રાજનીતિજ્ઞની નિપુણતાનાં બીજ ન હોય તો, જ્યાં [illegible] ઢંઢેરા [illegible] પાડવા જોઇએ, ત્યાં લડાઇ જગાવી દેશે, જ્યાં સલાહ સંપ કરવો જોઇએ, ત્યાં મારફાડ કરી મુકશે; અને જ્યાં નમ્રતા દાખવવી જોઇએ, ત્યાં વેરભાવ ઉત્પન્ન કરશે. વળી આપણને એમ જણાવવામાં આવ્યું છે કે, શૂરવીરતા એ-

---

૧ કારણ ૨ કાર્ય.

તાના જાતિ બાંધવોને બાહદુરીનો દાખલો લેવા એક હમે શાનો ઉત્તમ નમુનો છે; પરંતુ એ પ્રશ્ન મને ફરીથી પૂછવા દો. ધારો કે એક મહા યોદ્ધા (વિશેષે કરી મહા યોદ્ધા હોય છે તેમ) ક્રૂર, નિર્દય, લોહીનો તરસ્યો અને અતિ જુલુમગાર હોય તો તેનો દાખલો લેવો એ શું ડહાપણ ભરેલું છે.? તેને પગલે લોકોએ ચાલવું એ યોગ્ય ગણાશે? કદાપિ નહિજ. અથવા ખરૂં પૂછાવો તો તે આખા જનસમાજમાં સર્વથી વિશેષ ભયંકર માણસ નથી? જનસમાજના ખેડાયેલા હૃદયમા એવાં ઝેરી બીજ વેરાયલા હોય તો તે સેંકડો ગણાં હાનિકારક ફળ નહિ નીપજાવશે? એક **રાજનીતિ**જ્ઞ નર અને કવિની સાથે સરખાવતાં **શુરવીર**નર મારી નજરમાં કંઇ બીસાતમાં નથી. મારે હવે નિર્ણય કરવો તે બાકીના બે નરોમાં રહ્યો હું કબૂલ કરૂં છું કે મારૂં વલણ **રાજનીતિ**જ્ઞ પુરૂષ તરફ વિશેષ વળે છે. હું મોટા **રાજનીતિ**વેત્તાને એવી નજરે જોઉં છુ કે તે સર્વ પ્રજાવર્ગના વિચારમાં અને શીલસૃષ્ટીમાં અગ્રણી છે, પોતાની પ્રજાને ઉત્સાહ આપી ઉદ્યમે ચડાવવાનો માર્ગ દેખાડનાર છે, અને પ્રજાના મનોવિકાર, ઝનૂન, અને તેની ઇચ્છાઓનો તે મધ્યબિંદુ છે. તેથી તેજ પ્રજામંડલનો ખરોખરો યથાયોગ્ય પ્રતિનિધિ છે. પ્રિયજનો, યાદ કરો કે ઈગ્લાંડના મોટા સમર્થ **રાજનીતિ**વેત્તાઓએ પોતાના દેશને માટે શું શું કીધું છે? લડાઇનાં સંકટો અને રાજ્યક્રાન્તીની ઉથલપાથલોમાંથી પોતાના દેશને કેવી રીતે પસાર કરી દીધો છે, અને તે સધળી આફતો છતાં તેને કેવી ઉચ્ચ સ્થિતિએ આણી મૂકયો છે? એ ઉપરથીજ મને એમ લાગે છે કે જે માણસ આવાં કાર્યો કરી શકે છે, તેજ માનવ જાતિના ઉત્તમોત્તમ માનને યોગ્ય છે. ત્યારે હું તો **રાજનીતિ**વેત્તાની તરફેણમાંજ મારૂં મત આપીશ.

**ચોથા વકતા**—પ્રિય સભ્યજનો! આ ત્રણુ મહાપુરૂષમાં

જે જનસમૂહમાં રહી તેનું તાત્કાલિક અને સર્વને દેખવામાં રુચિકારક એવું શ્રેય કરનાર મહાપુરૂષને આપણે જો વિશેષ લાભકર્ત્તા ગણીએ તો, હું તો કંઇપણ વિલંબ કર્યાવિના રાજનીતિવેત્તાના વિશાળ અને ભવ્ય લલાટપર કુંકુમ તિલક કરૂં. એક નિપુણ નૌકાશાસ્ત્રી જેમ વહાણની આસપાસનાં સઘળાં જોખમની ખુબ તપાસ રાખી, તેમજ પૂરતી સંભાળથી તે સર્વનો અડસટો કરી તેમાં થઇને પોતાના વહાણને પસાર કરેછે, જો સમુદ્રમાં વહાણની અંદરના સુકાનીની કિંમત આપણે યથાર્થ સમજીએ તો રાજ્ય ચલાવનાર આ સુકાની જન મંડલની કેવી સેવા બજાવે છે ? તેનો સહજ ખ્યાલ આવી શકે એમ છે. વળી આવા પુરૂષની અગત્ય સર્વ કોઇના જાણવામાં સમ્પૂર્ણ રીતે આવેછે. દેશમાં શાંતિ, સંતોષ, સલાહ, સંપ વિગેરે જે દેખાય, તે તેના સામર્થ્ય ને બાહોશીની શાખ પુરેછે. જનસમાજને આવી સુખદ સ્થિતિએ પહોંચાડવો એ ખરેખર આવી અદ્ભૂતશક્તિની અપેક્ષા રાખેછે.

પરંતુ હું ધારૂંછું કે આપણે આમ ઉપર ઉપરથી વિચાર ન કરવો જોઇએ. જ્યારે સત્ય જાણવાનીજ આપણી અપેક્ષા છે, તો આપણે જરા વિશેષ ઉંડા ઉતરી જોવું જોઇએ. લોકો જે ગુણોની હમેશાં પ્રશંસા કરે છે, તે ગુણો ખરેખર ગુણો છે. એવું હમેશાં નથી હોતું. શાંત રીતે માનવ પ્રાણીપર થતી અસરો, મોટી ધાંધલથી કરેલી અસરોના કરતાં ઘણી વાર વિશેષ અસરકારક નીવડે છે, અત્યંત ઉંડી નદીનો પ્રવાહ ઘણીજ શાંત રીતે ચાલતો માલૂમ પડે છે. માટે આપણા વિષયની ઉપરની સપાટીપર જ નહીં, પરંતુ જરા ઉંડા ઉતરી જોતા એવો વિચાર સહજ સ્ફુરી આવે છે કે, શૌર્યવાન્ પુરૂષ કે રાજનીતિવેત્તાના કરતાં કવિઓ, જનસમાજની ખરેખરી અને ઉપયુક્ત સેવા બજાવી શકે છે. આસ્થળે મારો એવો હેતુ નથી કે, બધાજ કેળવાયેલા કે કવિ બની ગયા. મારો આશય તો એવો છે કે જે ખરા અને મહાકવિઓ છે તેજ કવિ તરીકે ગણા-

વાને યોગ્ય છે, ને તેવા કવિઓજ સત્યતા અને સુંદરતાથી ઉતરેલા આ જગતમાં તેના અવતારરૂપે–દેવરૂપે વિરાજે છે, એવા કવિઓજ માનવપ્રાણીની અંદર રહેલા ઇશ્વરી અંશ સાથે વાતચિત ચલાવી શકેછે, એવા કવિઓજ તુચ્છ અને નીચ ઇંદ્રિજન્ય સુખો ઉપર તિરસ્કાર કરાવે છે, ને નિર્મલ અને ઉચ્ચ સુખોના મનુષ્યને અભિલાષી કરાવે છે. મારો અનુભવ મને એમ કહેવડાવે છે કે, કવિની પદવી ઉત્તમોત્તમ છે. કવિઓજ અંતઃકરણ પવિત્ર કરી શકેછે, નીતિજ્ઞાનને ઉચ્ચતર દેખાડી તેના તરફ સર્વને પ્રીતિ કરાવે છે, સાંસારિક દુઃખોની વિટંબનામાં વ્યથા પામતા પુરૂષોને શાંતિનું દાન આપેછે; એટલુંજ નહિ પરંતુ અખંડ સુંદરતાના નિર્મલ ઝરાનું પાન કરાવી થાકેલા જીગરને ઠંડાગાર કરી દેછે. વળી મર્ત્ય માનવપ્રાણીના જે ભાગ અમર છે, તેના તે ઉપદેષ્ટા છે, અને આપણને એવી શિક્ષા આપે છે કે, આ પૃથ્વીજ આપણું અવસાનગૃહ નથી. આવો બોધ આપણને કવિદ્વારા ન મળે તો આપણે કેવળ મૂઢવત્ બની જઇએ, અને ગુંચવણ ભરેલી સાંસારિક ચિંતામાં મુઝાઇ મરીએ કે કાંતો કોઇ નીચ મનોવૃત્તિના ગુલામ થઇ જઇએ, પરંતુ કવિઓ જયારે અતિ મહદ્ ઉચ્ચ સ્થાનની આપણને યાદ આપ્યા જાયછે, અને તે ઇષ્ટસ્થાનની પ્રાપ્તિનો આપણને સુલભ રાજયમાર્ગ દેખાડી આપેછે, ત્યારે આપણને દીલગીર થવાનું કંઇ પણ કારણ રહેતું નથી. આપણું મનુષ્ય પ્રાણીનું જીવન ત્રણ પ્રકારનું છે, શારીરિક, માનસિક, અને આત્મિક; અને આ ત્રણે જીવનોમાં અવિનાશી–અમર કેવળ આત્મિક જીવન છે. હવે શૂરવીર પુરુષ આપણા શારીરિક ભાગનો વહન કર્ત્તા છે, ત્યારે રાજનીતિજ્ઞ પુરુષ આપણા માનસિક ભાગને દોરે છે, પરંતુ કવિ તો આપણા જીવનનો જે અમર અંશ તેનો ઉપદેશક છે, [આ [હેતુથી મારૂં તો એમ માનવું થાયછે કે, કવિની પદવી ઉત્તમોત્તમ છે.

**પાંચમો વક્તા**—જેઓ સાહેબે હાલ પોતાની જગા લીધી તે સાહેબનું ભાષણ જેટલું છટાદાર અને પ્રશંસા કરવા જોગ છે, તેટલુંજ ખાલી અને પુરાવાની ગેરહાજરીવાળું છે, આપણા દોસ્તના બયાન કરવા મુજબ એક **કવિને** વાસવાની ફરજ છે. પરંતુ સાહેબો! તે પ્રમાણે તે પોતાની ફરજ અદા કરેછે? આપ સાહેબોની માફી ચાહુંછુ કે હજુ સુધી તેવું કવિઓએ બીલકુલ કરી દેખાડ્યું નથી. એ સાહેબનું એમ માનવું છે કે સઘળા મોટા કવિઓએ દુનીયાને પાક કરી દીધી છે, નેકીની સમજ વધારી દીધી છે, અને માણસના દીલને પાક બનાવી દીધું છે. શું એવા કોઇ કવિઓ નથી કે, જે બદીના ગુલામ હોય? શું એવા કોઇ કવિઓ નથી કે, ખોદાની હસ્તી નાકબુલ કરતા હોય? અને શું એવા કવિઓ નથી કે, જે ઇનશાનના દુસ્મન હોય? શું **ઓવિડ**? કે શું **શેલી**? કે શું **બાયરન**? શું આપણો દોસ્ત એવો દાવો કરવા માગેછે કે **ઓવિડ** નેકીનો પેગમ્બર હતો? શું **શેલી** દીલને પાક કરનાર ગુરૂ હતો? અને શું **બાયરન** આદમ જાતનો ભલું કરનાર હતો? જો **કવિનો** ઓધ્ધો, ઉપરના કવિઓએ દુનીયાને શીખવ્યું છે, તેવું શીખવવાનો હોય તો મારે કહેવુંજ જોઇએ કે તે ઓધ્ધો આદમ જાતનું ભલું કરનાર છે એવું હું બીલકુલ માનતો નથી. પાછો વિચાર કરતાં એમ જણાઇ આવેછે કે **કવિ** જે માણસનું ભલું કરેછે તે માત્ર ખ્યાલી છે. આપણે તેની અસર **દેખતા** નથી, આપણે તેની અસર **ખોળી શકતા** નથી. ત્યારે આપણે ચોકસ રીતે એમ કેમ કહી શકીએ કે તેની ખરી મોટામાં મોટી અને માણસ જાતનું ભલું કરનારી છે? મારૂં માનવું એમ છે કે, જે માણસનું કામ સર્વ કોઇને દેખાઇ આવે, તે માણસને માન આપવું વધારે ઇનસાફનું ભરેલું છે. અને તેવા માણસ સરકાર-બાર ચલાવનાર, કે ફીલસુફ, કે સોદાગર છે. રાજ્યનીતિજ્ઞ ક-રનાર શું કરેછે, અને એક સિપાઇ શું કરેછે, તે આપણી ન-

જર આગળ દેખાઇ આવે છે. તેઓની વચમાં ત્યારે આપણે ચુકાદો આણવો જોઇએ. હું કાંઇ પણ થોભ્યા વગર મારૂં મત લડવૈયાને આપીશ. લડવૈયો એ બોલનો **માયનો** ઘણો સારો કદાચ નહી હોય, પણ તેની અસર સર્વ ઉપર ઘણીજ અકસીર થાયછે. તે વેપાર ને સુધારાનો ફેલાવો કરેછે, રાજ્યમાં સઘળું કાયદેસર ચલાવે છે. સઘળે બંદોબસ્ત અને તરબિયત અપાવે છે. તે એક બહાદુર નર છે. અને દેશના બીજા નરોને બહાદૂર બનાવે છે. તે પોતાના દેશના હકકોનો નીરડરપણે બચાવ કરેછે, અને તેજ તેની આબરૂનો પાયો નાખનાર મીસ્ત્રી છે. તવારીખ આપણને હમેશાં એમ શીખવે છે કે સર્વ દેશો લડાયક રાજ્યની છાયાનીચે હમેશાં ઘણાજ આબાદ હોય છે. રોમ તેનો પુરાવો છે, તેમજ સ્પાર્ટા, અને ઇંગ્લાંડ. રોમને જ્યારે તેનું લશ્કર જીત મેળવનાર હતું ત્યારે તે બધાથી સુખી હતું; જ્યારે **મિલટિડિઆસ** અને **લિઓનીડાસ** પોતાની જીતના હાથ ચલાવ્યા, ત્યારે ગ્રીસદેશ સૌથી મોટો હતો; અને જ્યારે **ક્રોમ્વેલના** જોરાવર હાથમાં ઇંગ્લાંડનુ ભવિષ્ય હતું, ત્યારે તે પણ એક માતબર રાજ્ય થઇ પડયુ. **રાજવહીવટ** કરનારનો ઓદ્ધો બેશક મોટો છે; પણ મને **લડવૈયાનો** ઓદ્ધો એથી પણ મોટો છે એમ લાગેછે. મને પુછાવો તો હું આપણા **નેશનલનો**[1] માટે **ચેધમોન**[2] કુરબાન કરૂં છું; એટલા માટે હું મારૂં મત **લડવૈયાની** તરફેણમાં આપું છું.

**છઠો વક્તા**—પ્રિય મહાશયો ! આટલા બધા વક્તાએ **યુદ્ધવીરનો** પક્ષ સ્વીકાર્યો છે, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. કારણ કે તે પુરૂપના વર્ત્તનમાં કંઇ આકર્ષક શક્તિ છે; એટલુજ નહિ પરંતુ જોતાં વેંતજ તેમાં કંઇ મનોહરપણું દેખાય આવેછે; ખરે તે મનોહરજ છે. જનસમૂહને એકજ ઠરાવેલા કાર્યની પ્રાપ્તિ માટે દોરાવો, એકજ દિશામાં સર્વ ભિન્ન ભિન્ન વૃત્તિવાળા જ-

---

* ૧ અર્થ— ઇંગ્લીશ શૂરવીર નર. ૨ ઇંગ્રેજ રાજનીતિવેત્તા.

તેના ઉદ્યોગને કામે લગાડવો, લાખો હૃદયની એકજ નેમ નક્કી કરી દેવી, વળી તે જનસમૂહને રણભૂમિમાં દોરવો અને સઘળા વિપયના, સર્વ પ્રકારના ભય અને છેવટે મૃત્યુની પણ સામે થઇ વિજયને પ્રાપ્ત કરવો, એ સર્વ ખરેખર એક મ-હાન્ અને ઉત્તમ પ્રકારનું પરાક્રમ દાખવે છે. વળી કીર્તિ, સ્તુતિ, સર્વનો ધન્યવાદ, અને પ્રતિષ્ઠા સેંકડો યુદ્ધોના લડનાર **વીરપુરૂષનેજ** આવી ભેટે છે, તેનો સરંજામ, તેનો જયધ્વજ, તેનું શૌર્ય, તેનુ પાનો ચડાવનાર રણશીંગડું, તેનો દબદબો, રોફ અને તેના મહાયુદ્ધના બનાવો એ સર્વ યુદ્ધવીરની ત-રફ આપણને ખેંચે છે, અને ઉંચા પ્રકારનું માન અને પ્રતિષ્ઠા તેને આપ્યા વગર આપણને ચાલતું નથી.

પરંતુ જ્યારે તે યોદ્ધાનાં વસ્ત્ર, અલંકાર ને દબદબો વગેરેનો તેનો ઠાઠમાઠ દૂર કરી તેને જોઉં છું એટલે કે ફક્ત તેના પોતા-નાંજ શરીર તરફ નીહાળી જોઉં છું, ત્યારે મને એમ દેખાય છે કે મારી નજરે આવો ખેદકારક દેખાવ ભાગ્યેજ પડ્યો હોય. જે કુશળ યુદ્ધવીર પોતાના વાસગૃહમાટે, પોતાના સ્વાતંત્ર્ય માટે, અને પોતાના સ્વદેશને માટે યુધ્ધ લડે છે, તેને વિષે મારૂં કંઇ બોલવું નથીજ. નહિ! તેને તો સર્વત્ર સુયશ મળો! પરંતુ જેનો ધંધોજ સીપાહગીરીનો છે, જે કંઇ પણ પરાક્રમ દાખવવા કે ફક્ત ધન મેળવવા સીપાઇ થયા છે, અને જે લુટને માટે સીપાઇપરસ્તા બની ગયા છે અથવા જે આજુની સીપાઇઓ થયા છે તેઓને વિષેજ મારૂં બોલવું છે. મેં તેને ખેદકારક મૂર્તિ કહી; અને ખરેખર તે છે પણ તેવીજ. હું સાફ કહું છું કે મનુષ્યપ્રાણીનો તે પાતક છે; તે એક અનર્થ-ની, અને પાછું વાળી ન જોનાર માનવ હત્યારો છે; તેના મહા પાતકી કામની સમક્ષમાં ખુની મારાની ઘોર કતલ પણ સા-દરમાં ખપાવા જાયછે, તે યુદ્ધક્ષેત્રમાં પોતાને ઝંપલાવે છે; અને પોતાના વિરુદ્ધ પક્ષવાળા પોતાના જાત ભાઇઓનો ઘાણ કરી નાખવા પુખ્ત વિચાર કરી બાર પડે છે; અને તેને માટે

નાનાપ્રકારની યુક્તિ પ્રયુક્તિયો રચેછે, તેમજ પોતાનો એ મહા ત્રાસજનક હેતુ પાર પાડવાને ઘણાજ બળવાન્ અને નાશકારક શસ્ત્રોની સહાય લેછે; વળી સામસામે લડનારા સૈન્યોમાંથી એક, યા બીજાનો અને કદાપિ એ બન્ને પક્ષનો જડમૂળથી વિધ્વંસ થઇ જાય ત્યાંસુધી તે સંતોષ પામતો નથી. આના કરતાં વિશેષ નિંદા કરવા લાયક ખૂનરેજીનો હું ખ્યાલ પણ કરી શકતો નથી; અને તેજ ઉપરથી સકળ શ્રોતાજનોને હું નમ્રતાપૂર્વક પૂછુછું કે, સામાન્ય રીતિએ સર્વ યોદ્ધાઓની આવી ખાસીયત નથી હોતી? ઇગ્લાંડનાજ **શૂરવીર નરોની** નામાવળી તપાસો? **હેની બાલ, સીઝર, વિજયી વિલિયમ, ક્રોમવે, નેપોલિયન બોનાપાર્ટ,** શું આ નામ માત્રજ ક્રૂરતા, અપહરણ, અને હિંસત્વની સાથે સમાનાર્થવાળાં નથી? અરે **પ્રભુ** એવો કોઇ દહાડો હવે પછી નહિ દેખાડીશ કે, અમે **યોદ્ધાને** પ્રજાવર્ગના ઉપકારક ગણીએ! પ્રજાવર્ગનો તે અંગારો છે, પ્રજાવર્ગનો તે કંટક છે, અને પ્રજાવર્ગને માથે એ એક કલંકરૂપે દેખાઇ આવેછે. પ્રિય સભ્યજનો! હું સત્ય કહુંછું, કારણ કે લડાઈખોર **યોદ્ધાના** ડમાકે અહિના ઘણાં માણસોને, અવળે રસ્તે દોર્યા છે. તેમજ દુનીયાંનાં લાખો **માણસોને** અવળે માર્ગે લઇ ગએલ છે. એટલા માટે તેના ખોટા ડમાકને ઉખેડી નાખીને જેવો તે વિકાળ અને **કદરૂપ છે તેવોજ** તાદૃશ તેને દેખાડી આપવાને હું ઇચ્છુંછું.

ત્યારે **કવિ** અને **રાજનીતિવેત્તાઓ** વચ્ચે હું ભાગ્યેજ નિર્ણય કરી શકું; એટલા માટે હું એક નિશ્ચયપર આવવાને જરા થોભુંછું. મારૂં વલણ **કવિની** તરફ ઢોળાય છે. પરંતુ તેના પક્ષમાં મારી પરીપૂર્ણ ખાતરી થાય એવાં **પ્રમાણો** હજુ **મારા** સાંભળવામાં આવ્યાં નથી. હું તો માત્ર મારાથી બને તો જે ખોટી નામના **લડવૈયાને** વળગી રહીછે, તેને

હાંકી કાઢવાનેજ ઉભો થયો છું. અને તેમાં હું જરા પણ ફતેહમંદ થયો હોઉં તો, મને પૂર્ણ સંતોષ છે, એમ હું માનીશ.

**સાતમો વક્તા**—પ્રિય બાંધવો, જે ત્રણ પુરુષો વચ્ચે આપણે નિર્ણય કરવાનો છે, તે પુરુષમાંહેના એક પુરુષની ચાલચલગતને ખરા સ્વરૂપમાં દેખાડી આપવા માટે જે ગૃહસ્થે હાલ પોતાની એકક લીધી તેનો ઉપકાર માનવો જોઇએ. હવે હું ધારૂંછું કે આપણે માત્ર બે જણામાંથી કોઇને પસંદ કરી કાઢવો. આ પસંદગી મારા વિચાર પ્રમાણે મધ્યમસર અને સહેલી છે, **રાજનીતિવેત્તા** ખરેખર વિશેષ માનને યોગ્ય છે, એમ જણાય છે. એ બરોબર કહેવામાં આવ્યું છે કે, તે પોતાના દેશના વિચારોપર હકુમત ચલાવે છે. તે ઉપરાંત લોકસ્થિતિને લગતા સર્વ બાહેરના બનાવોનો તે નિયામક છે, પ્રજાનો વ્યાપાર, તેના યંત્રકામો, તેને શારીરિક અને માનસિક સુધારો એ સર્વને ધોરણોમાં લાવી મૂકે છે, જે બળથી ઉમદા રીતિએ રાજ્ય ચલાવે છે, તે બળ તો બુદ્ધિબળ છે, એક **લડવૈયો** પચાસ લડાઇઓમાં ન કરી શકે તે એક કલમના ઘોદાથી કરવાને તે સામર્થ્યવાન છે. તેનો શ્વાસોશ્વાસ તોપની ગર્જના કરતાં વિશેષ બળવાન છે. માટે આપણે **રાજનીતિવેત્તાને યોદ્ધાની** સાથે સરખાવતાં વિશેષ લાભકારક કોણ છે, તે તારવી કાઢવું ઘટે છે **યોદ્ધો**, શારિરબળનો વાહક છે, ખરેખરા અને દૃશ્ય સૈન્યને આગળ ધસાવે છે, પરંતુ **રાજસત્તાધીશ** પોતાના અદૃશ્ય બળથી માણસોના વિચારોને દોરી શકેછે, તેઓની બુદ્ધિને કયા માર્ગમાં વાળવી તે સારી રીતે ઠરાવે છે, સ્વાધિનતાની લગામજ પોતાના કાબુમાં રાખેછે, અને ચર્મપત્રપર લખેલ કાયદાના એક સાદા બળથી લોકોના અસંતોષને દાબી દેછે. તેનો લેખ બીજાની ખડ્ગો કરતા વિશેષ પૂર્ણતાથી જય મેળવે છે, બીજાની બેડી કરતાં તેની મરજી માણસને વિશેષ દૃઢતાથી બાંધી શકેછે; ખરેખર **રાજનીતિજ્ઞ પુરૂષમાં** મોટું

મહત્વ સમાયેલું છે, પ્રજાની જરૂરિઆતો જોઇ લેવાની તેને નિર્મલ અને તીક્ષ્ણ આંખો છે, એટલુંજ નહિ પરંતુ તેને માટે ઉપાય યોજવાને વિચાર પણ બાંધેછે, અને ખૂબ જોરાવર હસ્તે તે ઉપાયોને કામે લગાડવાને મેહેનત કરેછે; દ્રઢતા, સાવધાનતા, ન્યાય, વિનય, દયા, ગૌરવ, એ **રાજનીતિવેત્તાના** મુખ્ય ગુણો છે. તે વિના તેના બીજા ગુણો પણ ઉચ્ચતર, ઇશ્વરી અને સર્વને માન આપવા યોગ્ય છે, હું પણ તે ગુણોને પૂજ્ય ગણું છું, અને તેટલા માટે મારૂં મત **રાજનીતિવેત્તાની** તરફેણમાં આપું છું.

**વક્તા આઠમો.**—પ્રિય શ્રોતાજનો, જે ગૃહસ્થ આવા કઠિણ વિષય ઉપર ઘણીજ બહાદૂરીથી અને દ્રઢતાથી બોલ્યા, તેનું બોલવું એટલું તો ખ્યાલી અને ડમાકવાળું હતું કે, જે ડમાક તેને છાજતો નહિ હતો. તે ડમાક માત્ર અવિચારીપણાનો ( હું એમ નથી કેહેતો કે મૂર્ખાઇનો ) હતો; આ ગૃહસ્થનું એમ બોલવું થયું કે **કવિયોએ** જોકે માણસનું અંતઃકરણ શુદ્ધ કરવું જોઇએ, તેના આત્માને પવિત્ર બનાવવો જોઇએ, તથાપિ તેમ કરવામાં તેઓ ઘણું ખરૂં વારંવાર નિષ્ફળ નીવડેછે, અને તેટલા માટે તેઓ આપણા માનનો ખ્યાલી અને બીન પુરાવાનો દાવો કરેછે. આપણા ડમાકી અને અવિચારી મિત્રે આપણને જણાવ્યું કે, શું **કવિયો** વિપથી નથી ? શું તેઓ નાસ્તિક નથી ? અને શું **કવિયો** લોકનું બુરૂં કરનારા નથી ? અલબત ઘણાજ છે; ત્યારે મારે તેના બદલામાં પૂછવું ન જોઇએ કે દેશમાં હેવાનીયત ભરેલા **લડવૈયા** નથી હોતા શું ? મૂઢ **રાજસત્તાધીશો** નથી હોતા શું ? પ્રિય બાંધવો, આ ગૃહસ્થે નમુના તરીકે **કુકવિને ખરા કવિ** તરીકે ગણ્યા છે અને તેથી પોતાના નિર્ણયમાં તેને અનિવાર્ય[1] ભૂલ ખાવી પડી છે, મારી સમજ પ્રમાણે આપણે જે નિર્ણય કર-

---

૧ ન મટાડી શકાય એવી.

વાનો છે, તે એક **મહાયોદ્ધા**, બુદ્ધિવાન્ **રાજનીતિજ્ઞ** અને **ખરા કવિ** વિષેનો છે, નહિ કે તેઓમાંના કોઈ ખરાબ દાખલાનો.

આ વિષેે વિચાર કરતાં, પ્રિય સભ્યજનો, બીજા બે મહાપુરૂષો સાથે સરખામણી કરતાં જનસમાજની જે કવિએ વખાણવા યોગ્ય સેવા બજાવી છે, તે ઘણીજ ઉત્તમ છે. માટે તેની તરફેણમાં હું મારી સાક્ષી બેધડક આપવાને આગળ પડીશ. મારી નજરમાં પેહેલા બન્ને કરતાં તે વધારે મોટો માલૂમ પડેછે. તે આત્મા નામના પ્રદેશ પર રાજ્ય ચલાવેછે અને આત્મા જેટલો શરીર અને મગજથી મોટો છે, તેટલોજ એક **કવિ, લડવૈયા** અને **રાજનીતિજ્ઞોથી** મોટો છે. **શૂરવીરન**ર પોતાના સૈન્યના ધારા લોહીથી લખેછે, **રાજનીતિજ્ઞ** નાશવંત ચર્મપત્ર પર પોતાના ધારા ઘડવા કલમ ચલાવેછે, અને **કવિયો** માણસના સર્વવ્યાપક હૃદયચૈતન્યપર પોતાના વાક્યરત્નો આલેખે છે.[1] જ્યાંસુધી મનુષ્યના હૃદયચૈતન્યનું અસ્તિત્વ છે, ત્યાં સુધી **કવિયોનાં** વાક્યરત્નો કદાપિ નાશ પામશે નહિ, કારણ કે, તે પ્રીતિ ને સુંદરતાનાં વાક્યરત્નો છે, પ્રીતિ અને સુંદરતા શાસ્વતજ છે. **શૂરવીરનરના** ધારાઓ તેની પોતાની સાથે નાશ પામશે, તેમજ જે સૈન્યનો તે ઉપરી છે, તે વિખરાઈ જશે, તે પોતે પણ ચાલ્યો જશે અને વખત જતાં વિસ્મૃતિના અંધકારમાં ડુબી મરશે. **રાજનીતિજ્ઞના** કાયદાનો તેના ચર્મપત્રસાથે નાશ થશે: અને એક જલતરંગપર બીજા ચડી જાયછે અને પેહેલાનો લોપ થાયછે, તેમ નવા કાયદાઓ જુનાને હાંકી કાઢશે; પરંતુ **કવિનાં** કાવ્યરત્નો અવિનાશી રેહેશે, તેણે દેખાડેલા નિયમો સર્વ સમયમાં કામે લાગશે અને જ્યાં સુધી વખતનું અસ્તિત્વ છે, ત્યાં સુધી તે નિયમો તો રેહેવાનાજ,

---

૧ ચિતરે છે.

**મહાન્ શિકંદરનાં** પરાક્રમો જતાં રહ્યાં; તેને પગલે હવે કોણ ચાલશે ? **સોલનના**[1] ધારાઓ લય પામ્યા, તેના ધારા-પ્રમાણે હવે કોણ વર્તશે ? પરંતુ **હોમર** કે **વાલ્મિકિ** જાણે ગઇ કાલનોજ ગ્રંથકાર હોય તેમ આપણી સમક્ષ ભરયુવાનીના પૂર દમામમાં આવી ઉભા રહેછે, અને જ્યારે **મહાન્ શિકંદર** તેમજ **સોલન**નાં નામ પણ મનુષ્યની સ્મૃતિમાંથી ભૂંસાઇ જવા આવ્યાં છે, ત્યારે **કવિ** તો તેવાને તેવાજ તમારી સમક્ષમાં પોતાનું સ્વરૂપ દર્શન દાખવી રહ્યા છે.

**વકતા નવમો.**—પ્રિય સભાસદો ! જે નરો વિષે આપણે વિચાર બાંધવાનો છે, તેના ઉત્તમોત્તમ નમુના લઇ આપણે એક નિર્ણય પર આવવું એવું બતાવી આપવા માટે હું છેલ્લા ભાષણકારનો ઉપકારી થયો છું, અને એથી અહીં બિરાજેલા કેટલાએક ભાષણકારોએ વખોડેલા નરની તરફેણમાં એક બે શબ્દ બોલવાને મને હિંમત આવેછે; તે નર બીજો કોઇ નહિ, પણ **શૂરવીરનર** છે. જે વકતાઓએ **શૂરવીરનરને** આટલો ઝાંખો પાડી નાંખ્યો છે, તે પુરૂષોએ આપણા, **રામને** આપણા **અર્જુનને,** આપણા **પૃથુરાજને, ભીમને** અને આપણા **શીવાજીને** ખરેખર પોતાની સ્મૃતિમાંથી હાંકી કાઢ્યા છે. પરંતુ યદ્યપિ ઇતિહાસને વિસારી મુકવાને તેઓએ પસંદ કર્યું છે, તથાપિ એક **શૂરવીરનરનો** ખ્યાલ કરવો એ શું કઠિન હતું ? તેઓએ તેવા એક ગૃહસ્થનું પણ યથાસ્થિત સ્વરૂપ દેખાડયું નથી. મનુષ્યહત્યારા ! જંગલીઓ !! લૂંટારાઓ !!! અરે શું **શૂરવીરનરો** હમેશાં આવાજ હોયછે? શું આપણા સ્મરણમાં એવો કોઇ **શૂરવીરનર** નથી કે જે સદ્ગુણી, દયાશીલ, અને નિર્દોષ હોય? **શીવાજી** ખરેખર એવો હતો કે સ્વપ્ન હતું ? અહિં બિરાજેલા ગૃહસ્થોમાંથી કોઇએ **જગદેવ પરમાર** વિષે વાંચ્યું છે કે, તે મારી પો-

---

૧ યુરોપનો ધારાશાસ્ત્રી.

તાની કલ્પનાએજ શોધી કાઢેલું એક ખ્યાલી નામ છે? **રામ, અર્જુન** એ એક વખતે પૃથ્વીપર હતા કે તેઓ માત્ર જુસ્સાની દાંડીથી દબાએલા મારા મગજમાંથી નીકળી પડેલાં ખોટાં બાવલાં છે?

**શૂરવીર પુરૂષને** ખરેખર, પ્રિય સભ્યજનો, વ્યાજબી ઇનસાફ મળ્યો નથી, ધારો કે કોઇ રાજા પોતાની સાથે આપણાં દેશના શાંતિ ભરેલા કીનારાપર લાખો માણસો લઇ ઉતરી આવે, ધારો કે તે લાખો માણસોમાંના પ્રત્યેકની સાથે દશ દશ બેડીયો હોય, તે આપણામાંના પ્રત્યેકને પકડી પકડીને બેડી પેરાવી આપણ દરેકને ગુલામ બનાવી પોતાની સાથે લઇ જાય, ત્યારે સર્વ પ્રજાવર્ગનાં હૃદય કેવાં ભયભીત થઇ જાય છે? અને ધાસ્તીમાંને ધાસ્તીમાં કેવાં ગાંડા જેવા બની જાયછે? તેનો જરા ખ્યાલ તો કરો. ધારો કે આપણો વ્યાપાર એવી વખતે બંધ પડયો, પરદેશથી આવતો આપણો માલ અટકાવાયો, અને આપણને મારી નાખવાની ધાસ્તીયો અપાઇ, આવી વેળા સઘળાં માણસોનાં હૃદયો સર્વત્ર ધાસ્તીથી હેબક ખાઇ જશે કે નહિ?

વળી તમે એમપણ ધારો કે આવી અડાકડીની વેળા લોકોના ટોળામાંથી એકજ ફકત બહાદુર **શૂરવીર પુરૂષ** નીકળી આવે, અને તે લોકોના હૃદયમાં શૌર્ય ઠસાવતો જાય, તેઓની નસે નસોમાં સ્વદેશાભિમાનનું ઝનુન પરોવતો જાય, અને તે ઓનું હસ્તલાઘવ[1] ઉત્સાહવાન કરતો જાય, તેમજ તેમાંથી તે પૂર આવેશવાળાં સૈન્યો બનાવતો ચાલે, તેમને ઉચ્ચ અને અણુહઠ દઢના આપતો જાય, નીડરતાથી રણક્ષેત્રમાં ધસી જવાને તેઓને દોરતો જાય, અને છેવટે જ્યાંસુધી આપણને ગુલામ બનાવનાર **આપણો** શત્રુ આપણને આધીન ન-

1 હથીયાર વાપરવાની ચતુરાઇ.

થાય અથવા તો રણભૂમિથી પલાયન થઇ જાય ત્યાંસૂધી, તેની સાંમે પોતાનાં લોકોના બળ અને પરાક્રમ અજમાવવા ઉશકેરતો ચાલે તો, ખરેખર આપણે વિજય પામીયે. આટલા વિચાર સાંભળ્યા પછી પણ તમોએ જે આજ **રાત્રે શૂરવીર નર** વિષે વિચાર બાંધ્યા છે, તેના કરતાં કંઇ તેના વિષે ઉંચો વિચાર ન બાંધી **શકો** તો હું પણ તેનો બચાવ કરવાનું હવેથી છોડી દઇશ.

**વક્તા દશમો.**—પ્રિય બાંધવો, જે ગૃહસ્થે હમણાં આપણી **સમક્ષ** ભાષણ કર્યું, તે ગૃહસ્થ એક **શૂરવીરની** શી કિંમત છે, અને તે સ્વદેશની કેવી સેવા બજાવે છે, તેનું તેણે ઘણુંજ છટાદાર રીતે વર્ણન કર્યું છે, પરંતુ તેણે આજના વિષયના બીજા બે પુરૂષોની સાથે તેની કાંઇ સરખામણી કરી નથી, **તેથી** આજના વિષયના ખરા પરિણામ ઉપર આપણને લાવી મૂકવાને તેનું પ્રયત્ન નિષ્ફળ નિવડ્યું છે. હવે જે જે અત્યાર સુધીમાં ભાષણો થયાં તે મેં બધાં લક્ષપૂર્વક સાંભળ્યાં, અને તેથી એવા અનુમાન ઉપર આવ્યા વગર ચાલતું નથી કે, આપણો મતતો ખરેખર **કવિના** તરફેણમાંજ આપવો જોઇએ, કારણ કે **કવિ** એકી વખતે **રાજનીતિવેત્તાનું** અને **શૂરવીર નરનું** પણ કામ કરી શકેછે; રાજચક્ર શાનું બનેલુંછે? શરીરોનું નહિ, તેમજ વિચારોનું નહિ, પણ તેના નગરવાસી જનોના સ્વતંત્ર આત્માઓનું બનેલું છે. **કવિઓનું** કામ આપણા આત્માને સુમાર્ગે દોરવવાના નિયમો દાખવવાનું છે, અને તે કામ તે ઘણુંજ ઉમદા રીતે બજાવે છે. એવો કયો ચર્મપટ છે કે જેમાં એવો કોઇ પણ કાયદો દેખાડવામાં આવ્યો હોય કે જેવો **દયાનો** ઉપદેશ કરતાં **સેકસપિઅરે** દેખાડ્યો છે.

"The quality of Mercy is not restrained, it droppeth like the gentle dew from Heaven

Upon the place beneath;—it is twice bless'd,—
It blesseth him that gives, and him that takes,
'Tis mightest in mightest it becomes
The throned monarch better than his crown."1

એવો ચર્મપટ દાખવો કે જે આવો કાયદો દેખાડે, એટલે હું, જે **રાજદ્વારીએ** એવો કાયદો ઘડી કાઢ્યો હોય તેને સાષ્ટાંગ નમસ્કાર કરૂં એટલુંજ નહિ, પણ તેની પ્રાર્થના કરૂં. એક અર્વાચિન છટાદાર લેખક યથાર્થ કહેછે કે,

**સાખી.**—"પ્રથમ હોસ પછી ઉદ્યમ ખંતે, જુગતીસાથે જ્યાં ચાલે,
સાહસ વધતાં જાય નિરંતર, ત્યાં જન સુખમાં મહાલે.
હોંશે હોંશે રે—જીતવા હામ ભીડોછો હોંશે,, હોંશે હોંશે રે"

અને વળી એક બીજો ગ્રંથકાર બરાબર કહેછે કે, **કવિઓ જગતમાં અનંગીકૃત** ધારાશસ્ત્રીઓ છે.

વળી તેજ પ્રમાણે **કવિઓને લડવૈયા** પણ કહી શકાય, મહા **કવિ શેકસપીઅરની** કલમમાંથી નીકળેલા પાંચમા હેન્રિ વિષેના વીરરસ કાવ્યોની તાનના સરખાં તાનથી પોતાના સૈનિકોને કયા વીરપુરૂષે રણક્ષેત્રમાં કદાપિ દોર્યાં છે? અથવા સુધારા વિષેના કવિ **નર્મદના** વીરરસ કાવ્યના સરખી કવિતાના જોસથી પોતાના દેશીઓને વિશેષ જોસભેર રણભૂમિમાં કોણે ધસાવ્યાં હોય?

"સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો, ફતે છે આગે. ટેક

---

૧ **ભાવાર્થ**—દયાધર્મનો કોઇથી નિરોધ થતો નથી. તે સ્વર્ગમાંથી આ પૃથ્વીપર સુંદર તુષારબિંદુની પેઠે ઝરી રહેલા છે. તે ઉભયને સુખકારી છે.—દયાવાનને અને દયાપાત્રને આનંદ કર્તા છે. સર્વ ભવ્ય ગુણોમાં પણ તે સર્વોપરી છે. તે મુકુટધારી રાજાના મુકુટ કરતાં ઉચ્ચતર રાજ્યાસનપર વિરાજનાર રાજાધિરાજ છે.

કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે ;
શકાં ભય તો બહુ રોજ, હામને ખાલે;
હજી સમય નથી આવીયો, કહી દીન ગાળે;
જન બ્હાતું કરે નવસરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સીદ્ધી જોઇ બળ લાગે;
યા હોમ કરીને પડો, ફતે છે આગે ॥ ૧ ॥ સહુ૦
સાહસે કર્યો પર્શુએ, પુરો અર્જુનને;
તે પરશુરામ પસ્સીધ, રહ્યો નીજ વચને;
સાહસે ઇંદ્રજીત શુર, હણ્યો લક્ષ્મણે;
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઇ ગઇ જગમાં મર્દ, હક્ક નીજ માંગે;
યા હોમ કરીને પડો, ફતે છે આગે ॥ ૨ ॥ સહુ૦
સાહસે કોલંબસ ગયો, નવી દુનીયામાં;
સાહસે નેપોલ્યન ભિડયો, યૂરોપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં;
સાહસે દેવું સ્કૉટે રે, વાળ્યું જોતામાં;
સાહસે શીકંદર નામ, અમર સહુ જાગે;
યા હોમ કરીને પડો, ફતે છે આગે ॥ ૩ ॥ સહુ૦
સાહસે જ્ઞાતીના બંધ, કાપી ઝટ નાખો;
સાહસે જાઓ પરદેશ, બહીક નવ રાખો,
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો;
સાહસે તજી પાખંડ, બ્રહ્મ રસ ચાખો;
સાહસે નર્મદા દેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ કરીને પડો, ફતે છે આગે ॥ ૪ ॥ સહુ૦

કોને એવું નહિ લાગશે કે જેના હૃદયમાંથી આવા વિચાર નીકળી આવ્યા તે હૃદય **શુરવીરનરનું** ન હોય ? કોને એવું

નહિ લાગી આવશે કે જ્યારે તેના હૃદયમાં શૌર્યનાં ગાન સ્ફૂરી આવી તેનો પ્રવાહ આવી રીતે ચાલી રહ્યો છે તે સ્વતંત્રતા માટે જ્યાં સુધી પોતાની નાડીમાં લોહી છે ત્યાં સુધી નહિ લડી શકે?

બીજી રીતે વિચાર કરતાં ( જે રીતિ બધા કરતાં વિશેષ શ્રેષ્ઠ છે તે રીતિએ જોતાં પણ ) **કવિ** એક **લડવૈયો** છે. તે સર્વ મનુષ્ય જાતનો મહાશત્રુ જે " **દુરાચાર** " તેની સામે હમેશાં લડયા કરે છે, ગમે તે વેશ લઇ દુરાચાર આવ્યો હોય તેની તે દરકાર કરતો નથી. અસત્ય, બળાત્કાર, ઉપદ્રવ, વ્હેમ, દંભ, સ્વાર્થપરાયણતા ઇત્યાદિ સર્વ ઉપર તેની હિંમતભેર ચડાઇ થયા કરે છે. તેનું જીવનજ જગતમાંથી અધર્મને હાંકી કાઢવાનું છે. પૃથ્વીપર સદાચારનું રાજ્ય ચલાવવું એજ એનો અવિછિન્ન પ્રયત્ન છે, અને તે એવા ઉત્સાહથી બજાવે છે કે, તેની પાસે એક લડવૈયાનો ઉત્સાહ કશા બીસાતમાં નથી. તે શોકને સહન કરતો, મૃત્યુનો તિરસ્કાર કરતો, પોતાનો **કવિતારૂપી** ઝુંડો લઇ યુધ્ધો ચલાવ્યાં કરે છે, ખરે **કવિયોજ લડવૈયા** છે. મને અજાએથી લાગે છે કે કોઇપણ વક્તાને એમ નહિ સુજ્યું કે, **રાજનીતિવેત્તા** અને **શૂરવીરનરો** પોતે પણ **કવિયોનીજ** શ્રેષ્ટતા સ્વીકારે છે, **રાજદ્વારીનર** શામાટે રંજ ખેંચે છે કે **કવિયો** તેનાં કૃત્યોનાં વખાણ કરે. **યુદ્ધવીર** શામાટે લડે છે, ભાટ ચારણો તેના વિજયના સુયશ ગાય. **શૂરવીરો** તેમજ **રાજદ્વારીઓ** પોતાના કરતાં **કવિયોને** ઉત્તમ ગણે એ શુ તેઓનો સ્પષ્ટ સ્વિકાર ન થયો કે **કવિયો** શ્રેષ્ટ છે? આટલું બોલી હું મારું બોલવું પૂર્ણ કરીશ.

**પ્રરંભક**—[ ઉત્તરમાં ] પ્રિય મહાશયો, હવે મને કંઇ પણ શંકા રહી નથી, જે પૂર્ણ અને સમર્થ વાદ આપણે સાંભળ્યો તે વાદથી મારી નિઃશંક ખાતરી થઇ છે. કે, જે ત્રણ મહાપુ-

રૂષોને આપની સમક્ષ મેં રજુ કર્યા હતા, તે ત્રણે પુરૂષો-માંથી સર્વથી વિશેષ પ્રતિષ્ઠાવાન્, સર્વથી વિશેષ ગુણવાન્ અને સર્વથી વિશેષ યોગ્યતાવાન્ તો **કવિજ** છે. જેમ અવિનાશી વસ્તુ નાશવંત વસ્તુથી હમેશાં ચડેછે; તેમ **લડવૈયાથી કવિ** ચડેછે; જેટલો સદાચાર માનસિક ડહાપણ કરતાં ચડેછે તેટલો **રાજદ્વારીનર** કરતાં **કવિ** ચડેછે. **લડવૈયાએ** કરેલાં ભલાનું વલણ ભુંડા તરફ હમેશાં હોયછે; અને ઘણુંખરૂં તેના ભલાં કામમાંથી ખરાબીજ ઉત્પન્ન થાયછે. જે કંઇ **રાજદ્વારી** પુરૂષ કરેછે, તે અસ્થાયી અને ક્ષણિક છે. પરંતુ જે કંઇ **કવિ** કરેછે; તે ચિરસ્થાયી છે. કીર્ત્તિની કામના **શૂરવીરને** ઉશ્કેરે છે, એટલે તેનાં રૂડાં કૃત્યોની ઉત્પત્તિ સ્વાર્થીપણામાં ઘણી ખરી આવી રહેછે. **રાજનીતિવેત્તા** માત્ર વખતને માન આપવા-નેજ સદાચારનું અવલંબન કરેછે, અને તે પણ તેને આપમ-તલબીઓ દેખાડી આપેછે. પરંતુ **કવિ** સત્યની સ્તુતિ **સત્યને** માટેજ કરેછે. એટલુંજ નહિ પરંતુ પરમાર્થપણામાં જ્યાંસુધી સ્વાત્માપર્ણ નથી કરતો ત્યાંસુધી તે ખરેખરો **કવિજ** નથી કહેવાતો.

તથાપિ મને ભય લાગેછે કે, રખે આ બધું કાલ્પનિક ગ-ણવામાં આવે; એટલા માટે એક ક્ષણભર એ વિષયને અ-નુભવની આંખે આપણે તપાસીએ. હું હવે ઈંગ્લાંડના ઇતિ-હાસમાંથી સર્વથી શ્રેષ્ઠ **શૂરવીર પુરૂષ**, સર્વથી શ્રેષ્ઠ **ફિલસુફ** અને સર્વથી શ્રેષ્ઠ **કવિને** ચુંટી કાઢીશ. હું **ક્રોમ્વેલને** આ-પણો **વીર પુરૂષ** લેખીશ; **બેકનને** આપણો **રાજદ્વારી** ગ-ણીશ અને **શેકસપિઅરને** આપણો **કવિ** માનીશ. તેઓ સ-મકાલિન્ હતા માટે તેઓની પરસ્પર સરખામણીમાં આ દ્દ-ષ્ટાંતિક જનો ઉપયોગી થઇ પડશે.

ત્યારે **ક્રોમ્વેલે** પોતાના દેશને માટે શું કર્યું? નિઃશંક તેણે

રાજ્યને સર્વોપરીપણાના શીખરપર ચડાવ્યું; પોતાના દેશના શત્રુઓને હરાવ્યા; રાજ્યની સામે થનારાના અંતઃકરણમાં ત્રાસ બેસાડી દીધો; પેહેલાં વ્હેહેલાં સમુદ્રોનાં રાજ્યો પોતાના દેશને તેણેજ ખરેખર અપાવ્યાં કે જે રાજ્યોથી ઇંગ્લાંડ જે આજે શ્રેષ્ઠતાએ પહોચ્યું તે શ્રેષ્ઠતાને અદ્યાપિ પણ આખી દુનિયામાં તેજ ધારણ કરી રહ્યું છે; પરંતુ આપણે જરા આગળ વધી જોઇએ તો તેની જુલમગાર કારકીર્દી પૂરી થતાંજ આપણે શું જોઇએ છીએ? જે હમેશાં લડાઇની વખવખમાંથી ફળ નીપજે છે તે, વિપર્યીપણું, અધર્મીપણું, અને અનીતિનું ગુલામીપણું. જો ક્રોમ્વેલે લોકોને કચરી નાખ્યા ન હોત, તો બીજા ચાર્લ્સે અનીતિમાન ન કર્યાં હોત, વિજયીઓથી હમેશાં એમજ બને છે. હું આપણા પોતાના ઇતિહાસમાંથી એના જેવા બીજા દાખલા તમને આપું અને વિશેષ જોઇએ તો ફ્રાન્સ અને બીજા દેશના ઇતિહાસમાંથી પણ તમને ટાંકી દેખાડું. જ્યાં જ્યાં લડવૈયાની લોહપાર્ષ્ણિનાં[1] પગલાં થાયછે, ત્યાં ત્યાં એવા તુચ્છ અને રોગીષ્ટ છોડો ઉગી નીકળેછે કે, આસપાસના સઘળાં વાતાવર્ણને તે ઝેરી કરી નાખેછે. અને તેમાંથી ક્ષુદ્રતાનાં અને અપરાધોનાં ફૂલો વિકસિત થાયછે. આટલુંજ આપણા બહાદુર લડવૈયાને માટે કહેવું બસ થશે.

હવે આપણા રાજનીતિવેત્તાને માટે શું કેહેવું? હું કબુલ કરીશ કે, ઇંગ્લાંડના ઇતિહાસમાં સર્વથી કુશાગ્ર બુદ્ધિવાળું મન લોર્ડ બેકનનુંજ હતું. અને તેની ફીલસુફી [ જો યથાર્થ અભ્યાસ કરવામાં આવે અર્થાત્ તે સમજાય તો ] ઉંચી, સરલ, અને ઉપયોગી છે. પરંતુ તે આપણને માટે શું મૂકી ગયો છે? જે દુઃખનાયક દૃષ્ટાંત તેની પોતાની ખરાબ

---

૧ એડી.

ચાલતું તેણે લોકામાં બેસાડયું છે, તે વિષે કંઈ પણ કહેવાની હવે જરૂર રહી નથી. તેના ગ્રંથાની અસરે જો અશ્રદ્ધાળુ નહિ તો કદાચ અંધકારમાં, તેમાં નહિ તો, સંશયમાં તો, આખા યૂરોપને નાખી નથી દીધો? **હ્યુમનું** શ્રદ્ધાવિહિનત્વ, ગયા સૈકાની નાસ્તિક ફીલસૂફી અને વર્તમાન કાળનો અધમ, નિંદ્ય, અને અમુક સંખ્યાને ઉપયુકત એવો **જંનહિતવાદ**[1] એ તેનાજ પુસ્તકના પ્રભાવે પશ્ચિમમાં નીકળી આવ્યાં છે.

આ દોષ હું **બેકન** ઉપર મુકતો નથી, તેમ નથી મુકતો તેની ફીલસૂફી પર; હું તો એવું પુરવાર કરવાને એ દ્રષ્ટાંત આપું છું કે, એકલું માનસિક શિક્ષણ વ્યર્થ અને નિરૂપયોગી છે, અને વખતે હાનિકારક પણ છે, કારણ કે તે માનસિક જ્ઞાન હૃદયને કંઇ પણ બોધ આપ્યા વિના, મનને માત્ર ભરી મૂકે છે, અને માણસને સદાચારી બનાવવાને બદલે માત્ર ડાહ્યા ડોળ બગલો બનાવી દેછે.

પરંતુ **શેકસપિઅરે**, પોતાના દેશને માટે જે કર્યું છે, અને હજુ જે થતું જાયછે, તેના વિશાળ લાભનો કોણ અડસટો કરી શકે એમ છે? તેની મહાવીર્યવતિ સ્વદેશભક્તિ, તેની નિર્મળ ઉદારતા, તેનું ઉત્કૃષ્ટ તત્વજ્ઞાન, તેનો નિરામય[2] નીતિમાર્ગ. તેની માનવ માત્ર પર અનુકંપા,, તેની આ ભુવન કરતાં ઉચ્ચતર, અને શ્રેષ્ટતર ભુવન વિષે શ્લાઘ્ય અતિકાંક્ષા, ઇત્યાદિ એ **કવિના** અનેક ગુણોનો પ્રભાવ પરિપૂર્ણ કોણ દાખવી શકશે?

**શૂરવીરનર** આજ્ઞાબળે, કે અધિકારબળે માણસ માણસમાં સંબંધ રખાવશે. **રાજદ્વારીપુરૂષ** અન્યોન્યાશ્રય અને આત્મહિતના ધોરણે માણસ માણસનો સંબંધ દેખાડશે, પરંતુ **કવિ** તો અનુકંપા અને બંધુત્વના પવિત્ર ગાંઠથી માણસ માણસને જોડી નાખશે, જે ગાંઠ યા સબધનુ કદિ પણ સત્તા

---

૧ Utilitarianism ૨ નિર્મળ, સ્વચ્છ.

કે સૈન્ય છેદન કરી શકશે નહિ, હવે આ ત્રણ નરોને એ-
ટલે **શૂરવીર ક્રોમ્વેલને, રાજનીતિવેત્તા બેકનને,** અને
**કવિરાજ શેકસપિઅરને,** એક લાઇનમાં ઉભા રાખો; અને
જે પ્રશ્ન તમારી સમક્ષમાં મૂકવામાં આવ્યો હતો, તેનું શું
ઉત્તર આપવું તે શોધી કાઢો. હવે તમારે ડામાડોળ થવાનું
કંઇ પ્રયોજન નથી; કારણ કે તમારા સંશયનો હવે તદ્દન વિ-
ધ્વંસ થઇ ગયો છે. હવે જ્યારે તમે જુઓ છો કે, **યોદ્ધાઓ**
અને **રાજદ્વારી** પુરૂષો આજે જન્મ લેછે; અને કાલે આ
જગતમાંથી વિદાય થાય છે, ત્યારે પણ **કવિયો** માણસના
હૃદયપટપર પોતાની કીર્ત્તિ એટલી બધી ઉંડી કોતરી રાખેછે
કે, **વખતે** પોતે પોતાનો સ્મશાનભૂમિમાં વાસ કરે અને તેની
સાથે મનુષ્ય હૃદય પણ રખે સદૈવ નાશ પામે તોપણ ક-
**વિનો** સુયશ તો અખંડ અને તેજસ્વી હોઇ નિરંતર ઝળકીજ
રેહેશે, એમ મારી તો પરિપૂર્ણ ખાતરી થઇ છે અને તમારી
સર્વની પણ હવે એમજ ખાતરી થઇ છે એમ આપ સર્વની
મુખમુદ્રા ઉપરથી જણાય છે, માટે **કવિની** તરફેણમાં હાથ
ઉંચા કરી આપણે તેને ધન્યવાદ આપવો જોઇએ.

---

# વિષય. ૨ જો.

## સ્ત્રી પુરૂષની બુદ્ધિ સમાન છે, કિંવા નહિ?

**પ્રવેશક.**—સુજ્ઞ અધ્યક્ષ સાહેબ, અને પ્રિય બાંધવો, પ્રમુખ સાહેબ તરફથી પૂછવામાં આવતા પ્રશ્નની વ્યાખ્યા કરવાને ઉભો થતાં, પ્રથમ મારે તમોને જણાવ્યા વિના ચાલતું નથી કે, મારા વિચાર ગમે તેવા હોય તથાપિ આપ સર્વ બાંધવોની ક્ષમાની મને બહુજ જરૂર પડશે. આ વાદવિવાદમાં જે ભાગ મારે બજાવવાનો ઇરાદો છે, તેને માટે મારા ઉપર એટલી નિંદા અને તિરસ્કારની વૃષ્ટિ થશે કે, કંઇ મણા નહિ. કારણ કે અત્રે બીરાજેલા મારા મિત્રોમાંના કેટલાએક સ્ત્રીઓની પ્રશંસા કરનારા અને સ્ત્રીઓને જોતાંજ તેનું બેહદ સન્માન કરનારા છે, એ વાતનો મને પક્કો અનુભવ થયો છે. અને તેથી તેઓની તેવી વૃષ્ટિના ભારમાં મારે દબાઇ મરવું પડશે એવી મને ખાતરી છે, તથાપિ હું માનના કરતાં સત્યને વધારે પસંદ કરૂંછું, અને જે મને ખરૂં લાગેછે, તેનો પક્ષ કરતાં એક, બે, કે ચાર ઘા પડે તેની હું કંઇ પણ દરકાર કરતો નથી. તેમજ તેમ કરતાં જે જે મારાપર આક્ષેપ થશે તેને હું નિર્ભયપણે શરણ થઇશ, બેલાશક મારો વિચાર એમ જાહેર કરીશ કે, અત્યારસૂધી જે કંઇ મેં વાંચ્યું છે, સાંભળ્યું છે, અને જોયું છે, તે ઉપરથી મને એમ માનવાને સમ્પૂર્ણ કારણ છે કે, સ્ત્રીઓ અને પુરૂષોનું માનસિકબળ એક સરખું **નથીજ.** સામટી રિતિએ વિચાર કરતાં એમ સહજ માલમ પડી આવેછે કે, પુરૂષોની બુદ્ધિ સ્ત્રીઓની બુદ્ધિ કરતાં ચડેછે, હા! હું કબુલ કરૂંછું કે, એ નિયમ સર્વથૈવ ખરો છે એમ નથી. એને પણ અપવાદ છે, જેમ દુનિયાનાં સઘળાં

નિયમોને હોયછે તેમ. આપ આખા વિશ્વનાં ઐતિહાસિક વૃત્તાંત તરફ નજર કરશો તો, આપને તેમાંથી સહજ મળી આવશે કે, કેટલીક સ્ત્રીઓ પુરૂષો કરતાં ઘણી આગળ વધીગએલી જણાશે. છતાં ઉત્તમોત્તમ સ્ત્રીજાતિના નમુનાનો કરતાં ઉત્તમોત્તમ પુરુષોના નમુના સરસ થશે; એટલુંજ નહિ પરંતુ શ્રેષ્ટ સ્ત્રીઓની સંખ્યા કરતાં શ્રેષ્ટ પુરૂષોની સંખ્યા કેટલીએ વધી જશે,

. જ્યાં જ્યાં તમે જોશો ત્યાં ત્યાં આ વાતની ખાત્રી થતી જશે. પ્રથમ તો જુઓ તમારા ઇતિહાસમાં કયો વર્ગ તેમાં વિશેષ ઝળકી નીકળ્યો છે? સ્ત્રીવર્ગ કે પુરૂષ વર્ગ? રાજ્યકર્તા તરફ નજર કરો કે, તેમાં શું કોઇ સ્ત્રીઓ નેપોલીયન અને સ્ત્રીઓ નાદીર મળી આવશે? કે સ્ત્રીશિકંદર સ્ત્રીઅકબર હાથ લાગશે? હવે જુઓ આપણા ધર્મશાસ્ત્રકારો કઇ સ્ત્રીઓને આપણે મનુ અને યાજ્ઞવલ્ક્યની સાથે સરખાવી શકીએ? વળી જુઓ કે સ્ત્રીઓમાં તત્વવેત્તાઓ થઇ છેજ ક્યાં? ક્યાં છે તેઓના કણાદ, અને ક્યાં છે તેઓના ગૌતમ, કે ક્યાં છે તેઓના ભાષ્કરાચાર્ય? વળી સાહિત્ય વિદ્યા તરફ પણ દૃષ્ટિ કરો અને કહો કે કઇ જાતિએ મોટું નામ કાઢ્યું છે? સુંદર સ્ત્રીજાતિયે કે, કઠોર પુરૂષજાતિયે? વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ, તેમજ પ્રેમાનંદ, દયારામ અને હાલના નર્મદ, દલપત, અને બુલાખી કઇ સ્ત્રી ગ્રંથકાર આ કવિયોની બરાબરી કરી શકે એમ છે?

આ વિષયના અતિ ઉંડા તાત્વિક ભાગપર હુ બીલકુલ બોલીશ નહિ. બનેલા બનાવોજ મજબૂત પૂરાવા છે અને તેજ મેં આપસાહેબ પાસે રજુ કર્યા છે. વળી મારી ખાતરી છે કે, મને અનુમોદન કરનારાઓ પણ આપણે હાથ ધરેલા વિષયનું તેવેજ માર્ગે નિરાકરણ કરવાનું પસંદ કરશે, તેથી આ વિષય તેઓના હસ્તકમલમા સોંપી દેવાની મારી પૂર્ણ અભિલાષાછે.

મને લાગે છે કે હવે જો હું વધારે લંબાવીશ તો મારો પક્ષ લુલો થઇ જશે, તેટલામાટે હાલ તો એટલુંજ ઇચ્છુંછું કે; સભાજનો આ વિષય ઉપર પૂર્ણ અને યોગ્ય વાદવિવાદ ચલાવી આખરે આપણને ખરા નિર્ણય ઉપર લાવી મૂકે.

**બીજો વક્તા.**—સુજ્ઞ સભાસદો, જે મારા મિત્રે હાલ પોતાની બેઠક પાછી લીધી, તેણે આપણા પ્રશ્નનું ઉત્તર **ઐતિહાસિક** રીતિયે આપ્યું છે. હું એ પ્રશ્નની તપાસ **તાર્કિક અને તાત્વિક દૃષ્ટિયે** કરવા ઇચ્છુંછું.

હું ધારૂંછું કે સ્ત્રીઓ તો પુરૂષો કરતાં હલકીજ પદવીની **સૃજાએલી છે.** પ્રત્યેક પ્રાણિવર્ગમાં માદા, નર કરતાં નિર્બળ હોયછે, તો પછી માનવજાતિમાં ભેદ શા માટે હોય?

સ્ત્રીઓનો જે અધિકાર છે, તે ગૃહસંસારી કામ કરવાનો છે. સત્તા ચલાવવી અને આજ્ઞા કરવી એ પુરૂષનું કાર્ય છે, તેનું કામ આ વિશ્વમાં હુકુમત કરવી અને માર્ગ દેખાડવો એ છે. હવે સત્તા ચલાવવામાં જે માનસિકશક્તિની જરૂર પડેછે તેટલી કંઇ બીજા વર્ગની ફરજો અદા કરવામાં નથી પડતી. એ ઉપરથી મને એમ લાગેછે કે પુરૂષને વિશેષ સામર્થ્ય આપ્યું નહિ હોત તો તેને હુકુમત ચલાવવાને માટે નિર્માણજ નહિ કર્યો હોત. જો સ્ત્રીઓને તિક્ષ્ણ બુદ્ધિની બક્ષીશ મળી હોત, તો તેનું પરિણામ શું આવત? પોતાની સુંદરતા અને મૃદુતાથી જનમંડળને શાંત કરવાને બદલે તીક્ષ્ણ વાદવિવાદથી તેનાં માથાં પકાવી કાયર કરી મૂકત. દુઃખમાં દિલાસો આપવો, નમ્ર અને મૃદુ શબ્દોથી ઇશ્વરી બોધ આપી દુરાગ્રહને દૂર કરવો, એ તેનું કર્તવ્ય છોડી, સ્ત્રીઓ પુરૂષની બુદ્ધિના વિષયમાં પ્રતિપક્ષી થઇ પડત, અને હમેશાં પતિ સાથે વાગ્યુદ્ધ ચલાવત, તેના મધુર અને શાંત સહવાસમાં આવનારના હૃદયને સુધારી કોમળ કરવાને બદલે તેઓનો તિરસ્કાર કરત, તેઓને ગુસ્સે કરત, અને તેઓના મનને ક્ષુભિત કરી મૂકત. સંસારચિંતા અને મનોવ્યથાના દુઃખમાં રીબાતાં માણસોને કયાં

વિશ્રામ મળત? ગૃહશાંતિ અને ગૃહસુખ તેને ક્યાં મળત? અને જો સ્ત્રીઓ હાલ છે તેના કરતાં વિશેષ કુશાગ્ર બુદ્ધિવાળી હોત તો "**ગૃહશબ્દમાં**" જે વશિકરણ છે, જે આનંદ છે, તેને પુરૂષ ક્યાંથી ખોળી કાઢત? આ સઘળાં વિનોદ સુખોનો જગતમાંથી લોપ થઇ જાત. સ્ત્રીઓ આપણો પ્રેમ અને કૃપા સંપાદન કરવાને બદલે, તેઓ આત્મવિદ્યાનો અભ્યાસ કરત, વેદાંતનો વાદ કરત, અને તારાગણની શોધ કરત; મને એમ ભાસેછે કે, સંસારનું સમગ્ર સુખ સ્ત્રી પુરૂષના મનની કે, બુદ્ધિની વિષમતાને લીધેજ છે, અને તેટલા માટે હું મારો અભિપ્રાય આજના વિષયના પ્રવેશકની તરફેણમાંજ આપુંછું.

**ત્રીજો વક્તા.**—શ્રોતાજનો, હું સ્ત્રીઓનું રક્ષણ કરવાને ઉભો થાઉંછું. મારી આગળ બોલી ગયેલા મારા બે મિત્રોના વાક્ચાતુર્યનાં હું વખાણ કરૂંછું, પરંતુ તેઓએ રજુ કરેલી દલિલો માટે મને મોટો વાંધો છે; અને તેઓએ દેખાડેલા પરિણામને હું રતિમાત્ર પણ મળતો આવતો નથી. હું માત્ર પ્રવેશકના વિચારનેજ અનુલક્ષીને બોલીશ અને બીજા વક્તા ઉપર દયા ભાવ કરવો કે કેમ? તે મારા પછીના ભાષણકારોની મુનસફીપર સોંપીશ.

આપણા મિત્રે આપણને ઇતિહાસ જોવા સૂચવ્યું, તેમાં ખરેખર તેણે મોટી ભૂલ ખાધી છે. રાજ્યકર્ત્તાના વિષે બોલતાં તેણે કહ્યું કે, સ્ત્રીઓમાં **શિકંદર** ક્યાં છે, અને સ્ત્રીઓમાં ક્યાં છે **નાદિર**? હું એમ કહેવાને ઘણો મગરૂર છું કે કોઇ જગોએ નથી. નહિ સાહેબ, સુંદર સ્ત્રીજાત એવા ખુનિઓ પોતાના વર્ગમાં હોવાનો દાવો કરતી નથી, તેઓમાં એવા રાજ્ય પચાવી પડાવનારીઓ પણ નથી, તેમજ તેઓમાં નથી એવા આખી માનવજાતના શત્રુ. ફક્ત લૂંટ અને જીતને માટે નિરાધાર પ્રજાવર્ગમાં આગ લગાડવાની અને શમશેર ચલાવવાની તેઓ શીશાઆરી કરતી નથી, તેઓએ પુરૂષોની પેઠ પોતાના મહાપાનથી પગની

નીચે શાંતિનાં મધુર પુષ્પો અને ગૃહસુખોને છુંદી નાંખ્યાં નથી. જ્યાં જ્યાં પગલાં થયાં ત્યાં ત્યાં પાયમાલી અને મનુષ્ય હત્યાને ફેલાવી દીધી નથી, પરંતુ જ્યારે **શિકંદર** અને **નાદિરને** આપણા મિત્રે પુરુષવર્ગમાં શૌર્યવાન તરીકે દેખાડ્યા છે, ત્યારે તો સાહેબ, સ્ત્રીઓમાં પણ તેવી શૌર્યવતીયો નીકળી આવશે. **પતિવ્રતા** સ્ત્રીઓમાં જુઓ, તેમાં તમને એવી મળી આવશે, દુ:ખ અને શોકને અનહદ ધૈર્યથી સહન કરનારમાં જુઓ, તેમાં તમને મળી આવશે; તેઓમાં **શિકંદર** નથી, તેઓમાં **નાદિર** નથી, પરંતુ તેઓ પાસે પોતામા ધર્મ રક્ષણ કરવાને જે **હિંમત** છે, તે સર્વથી ઉત્તમોત્તમ શૌર્યવાનમાં હોય એમ હું માનતો નથી, તેમજ તેઓમાં જે સદાચાર છે, તેવા સદાચારની તો પુરુષોમાં ગંધ પણ નથી.

**ચોથો વક્તા.**—પ્રિય આર્યજનો, ચાલુ વાદ વિષયપર છેવટનો અભિપ્રાય હમણાજ આપી દેવાનો મારો ઇરાદો નથી, તથાપિ તે વિષય ઉપર મને થોડું નિરૂપણ કરવા પરવાનગી આપશો.

સુજ્ઞ જનો, હું સામાન્યત: જોતો આવ્યો છું કે, બુદ્ધિબળ શારિરબળ વડેજ ટકી રહેછે. મનોબળવાળા મનુષ્યને શારિરશક્તિની અનિવાર્ય અગત્ય જણાય છે, અને શારિરશક્તિ નહોય તો માનસિકશક્તિ પોતાની મેળે રફતે રફતે ક્ષિણ થતી ચાલેછે. હવે જો સ્ત્રીઓને પુરુષોના જેટલી માનસિક શક્તિ હોય તો, તે શરીરે નાજુક કેમ છે ? મનુષ્ય અનુભવ તો એવો છે કે, પુરૂષો બેહદ શારિર શક્તિવાળા અને સ્ત્રીઓ બેહદ નાજુક ને નિર્બળ છે. લોકવાક્યતો પણ એવી છે કે, " સ્ત્રીઓ અબળા, ને પુરૂષો સબળાં." આ પ્રમાણજ વિષમ પ્રમાણ છે. કારણકે એક અનહદ બળવાન અને બીજી બેહદ નિર્બળ છે.

વળી સ્ત્રીનું મગજ પુરૂષના મગજ કરતાં નાનું છે, તે તેની માનસિક શક્તિની ન્યુનતાનો આપોઆપ પૂરાવો નથી શું ?

તત્વજ્ઞો આપણને કહેતા આવ્યા છે કે, મગજનું કદ એ બુદ્ધિ-સામર્થ્યની કસોટી છે. જો આમ હોય તો, હું ધારૂં છું કે; આપણા સવાલનો ફેંસલો થઇજ ગયો. તે છતાં મારા કરતાં વિશેષ બળવાન પક્ષવાદિથી મારી પૂર્ણ ખાતરી થાય માટે હાલ તો આટલું કહી બેસવાની રજા માગું છું.

**પાંચમો વકતા.**—પ્રિય જનો, ત્યારે હું આપણા મિત્રને ખાતરી કરી આપીશ. હું તેને એવી ખાતરી કરી આપવાને કોશેશ કરીશ કે, તેણે ગૃહિણીયો યા સ્ત્રીઓનો પક્ષ સ્વીકારવો. સુંદર સ્ત્રીજાતિને હજુ સૂધી વ્યાજબી ઇનસાફ નથી મળ્યો. તેઓની હીનતા સાબીત કરવાને કઇ દલીલ કામે લગાડવામાં આવી? માત્ર એ કે, તેઓમાં પુરૂષોના સરખા બળવાન રાજ્યકર્ત્તા નથી, તેઓમાં પુરૂષોના જેવા ધારાશાસ્ત્રિયો નથી, અને પુરૂષોના સરખા મહા કવિયો નથી. પણ ધારોકે, એ વાત હું સ્વીકારૂં છું, તે છતાં, સ્ત્રીપુરૂષોની બુદ્ધિ સમાન કેમ નહિ હોય? હું તમોને દેખાડી આપીશ કે જે ગુણો સ્ત્રી જાતિમાં છે, તેગુણો પુરૂષજાતિમાં નથી. જે ગુણો વિષે આપણે કહી ગયા તેના કરતાં જો કે તે તદન વિભિન્ન છે, છતાં જગતને તેટલાજ ઉપયોગી છે. તેઓની વિરૂદ્ધમાં જેટલી મજબુત દલીલો મૂકવામાં આવી છે, તેટલીજ મજબુત દલીલો હું તેઓના પક્ષમાં રજુ કરીશ. પ્રીતિમાં, દઢતામાં, ધૈર્યમાં, નિર્મળ વિચારમાં, પવિત્ર વર્ત્તનમાં તેઓ પુરૂષ કરતાં જેટલી શ્રેષ્ઠ, તેટલા લગભગ પુરૂષો માત્ર શારિરબળમાં તેના કરતાં શ્રેષ્ઠ છે. શું બુદ્ધિનું બળ, હૃદયનાં બળથી શ્રેષ્ઠ છે? શું કાયદા બનાવવાની શકિત પ્રેમ મેળવવાની અને તેને નિભાવવાની શકિતના કરતાં ચડે છે? કવિના કડવાંના પ્રાસ ગોઠવવાની સરલતા, બેહેનોની પ્રીતિ અને માતાઓની મમતા કરતાં વિશેષ છે? ભાઇઓ, આ બન્ને પક્ષનો નિર્ણય કરવો એ ડહાપણ ભરેલું નથી; તેમજ વ્યાજબી પણ નથી. સ્ત્રીઓનો, અધિકારજ જૂદો છે,

અને તે બજાવવાને ભિન્ન શક્તિયોની તેઓને જરૂર છે; પરંતુ જેમ તેઓ પદવીમાં ભિન્ન છે; તેમ હું માનું છું કે સરવાળે બેઉ બરોબર છે.

**છઠ્ઠો વક્તા,**—આર્યજનો, જે ગૃહસ્થે થોડી મીનિટપર પોતાનો અભિપ્રાય જણાવ્યો તે ગૃહસ્થથી આપણને એમ પૂછવામાં આવ્યું છે કે, જ્યારે સ્ત્રીનું મગજ પુરૂષ કરતાં વિશેષ નાનું છે, ત્યારે તે પુરૂષો કરતાં હીન બુદ્ધિવાળી અવશ્ય છેજ. આ વાત અંગીકાર કરવા જેવી નથી; હું એવી આવશ્યકતા જોતો પણ નથી. કુતરાનું મગજ વાછરડાના મગજ કરતાં નાનું છે, છતાં કુતરો એ બન્નેમાં વિશેષ બુદ્ધિશાળી છે. માત્ર મગજનું કદ કંઇ પૂરાવો નથી; કારણ કે; આજારી માણસનાં માથાં ઘણીવાર બહુજ મોટાં જોવામાં આવે છે, એટલા માટે એ બાબતને લીધે સ્ત્રીઓની તરફેણમાં પોતાનો મત આપનાર મિત્રે બીહવાની કંઇ જરૂર નથી.

આજના વાદના પ્રવેશક જે બોલ્યા, તે દેખીતું ખરૂં લાગે એવું હતું, પણ વાસ્તવિક જોતાં તેવું નથી, તેમનું બોલવું એમ હતું કે, જ્યારે પુરૂષ વર્ગ **કાલિદાસ, ભવભૂતિ, જગન્નાથ** વગેરેને માટે મગરૂર છે; ત્યારે બીજો વર્ગ તેવી મગરૂરી કરી શકે તેમ નથી; તેટલા માટે પુરૂષ વર્ગ શ્રેષ્ઠ હોવોજ જોઇએ. સાહેબો, જો તમે બરાબર ધ્યાન આપી જોશો તો, આ દલીલ કેવળ નબળી છે. આપણે સારી રીતે યાદ કરી શકીએ છીએ કે, એકજ **કાલિદાસ,** એકજ **ભવભૂતિ,** અને એકજ **જગન્નાથ,** તેઓમાં છે. આ ગ્રંથકારો ગમે એટલી વિખ્યાતિ પામ્યા છે, છતાં એવું કોણ કહી શકશે કે, સ્ત્રીવર્ગમાં પણ એવાં રત્નો કોઇ દિવસે ન પાકે ?

બીજા એક ગૃહસ્થ **તત્વવેત્તા** વિષે બોલ્યા, હું તેને યાદ આપું છું કે, ( તે ભૂલી ગયા હોય અથવા તેને માલૂમ પણ ન રહ્યું

હોય કે, ) સ્ત્રી વર્ગ પણ **ગાર્ગેયી, મૈત્રેયી,** અને **સરસ્વતિ,** પોતાના વર્ગમાં હોવાથી પોતાના વર્ગનું અભિમાન કરી શકે એમ છે.

આવા આધારને લીધે સ્ત્રીઓ માટે હું કંઇ પણ મગરૂર થતો નથી. મારો વિચાર એમ છે કે, **શાસ્ત્રિયવિદ્યા** અને **સાહિત્ય વિદ્યાની** નિપુણતા; એ કંઇ તેઓને શોભા આપતી નથી. ખરે તે **સ્ત્રીઓના મસ્તકને બીલકુલ શોભા આપે નહિ.** પાંડિત્ય દાખવનાર સ્ત્રીઓ સર્વત્ર તિરસ્કાર ઉપજાવે છે. સ્ત્રીઓનું કામ હૃદયને શિક્ષણ આપવાનું છે. મનને નહિ; અને જ્યારે તે માનસિક શ્રેષ્ઠતાને માટે ઝાવાં નાંખવા જાય છે, ત્યારે જે સિંહાસન તેને સ્વાભાવિક રીતે મળેલું છે તેનાથી ભ્રષ્ટ થતી જાય છે.

**સાતમો વકતા.**—પ્રિય સભ્યજનો, જે ગૃહસ્થે આ વિષયને અંગે સ્ત્રી પુરૂષના ભિન્ન ભિન્ન અધિકાર જણાવ્યા અને કહ્યું જે એકંદરે સ્ત્રી પુરૂષની બુદ્ધિ સમાન છે. તેણે મારા વિચાર પ્રમાણે આ વિષયનું ઠીક સ્પષ્ટીકરણ કર્યું છે, માત્ર માનસિક શક્તિમાં અને માત્ર બુદ્ધિની દીપ્તિ, તેનો પ્રભાવ અને તેની વૃદ્ધિમાં પુરૂષ વર્ગ સ્ત્રી વર્ગ કરતાં શ્રેષ્ટ છે, એમાં કંઇ પણ સન્દેહ નથી. એમ જે વાદના પ્રવેશકનું કહેવું છે તેને હું શબ્દશઃ મળતો આવું છું. જો આપણે એક બાજુએ મોટા નામાંકિત નરો ઉભારાખીએ અને બીજી બાજુએ ઘણી પ્રખ્યાત પણ બુદ્ધિ બળે નાની એવી સ્ત્રીઓને ઉભા રાખીએ તો આ વિષયમાં આપણને બીલકુલ સન્દેહ રહેશે નહિ. વળી જુઓ પુરૂષે શું શું કર્યું છે! હું તેના હસ્તકૃત અને દ્રષ્ટિગોચર કાર્ય વિષે બોલવા માગું છું, તેણે નવા દેશો શોધી કાઢ્યા છે, તેણે રાજ્યો અને રાજવંશો સ્થાપન કર્યાં છે. યંત્રવિદ્યા ખોળી કાઢી અને અનેક કામે લગાડી છે. તેણે અનિવાર્ય કલ્પનાનો કલ્પ કર્યો છે. અસાધ્ય વસ્તુને સુસાધ્ય કરી છે. અને જ્યાં

જ્યાં તેનો વાસ થયો છે, ત્યા ત્યાં તેણે ઘણી ઘણી વસ્તુઓ સમ્પાદન કરી છે; આ બધાની સાથે સરખાવતાં સ્ત્રીઓએ શું કર્યું છે? મારી કહેવાની મતલબ એમ છે કે, આપણે દૃષ્ટિગોચર થાય તેવું તેણે અત્યાર સુધીમાં શું કીધું છે? મારે આ સવાલપર ભાર મૂકવાની અગત્ય નથી, કારણ કે એનું ઉત્તર આપણા સઘળાનાં જીભનાં ટેરવાંપર આવી રહ્યું છે; અર્થાત્ પુરુષોની અપેક્ષાએ સ્ત્રીઓએ કંઇ કર્યું નથી. પણ તેજ વખતે મારે જણાવવું જોઇએ કે, આમ પુરુષો કરતાં સ્ત્રીઓ હલકી ઠરતી નથી. પુરૂષોએ જે કંઇ કર્યું છે, તેમાનું ઘણું ખરૂં તેના શ્રેષ્ઠ શારિરબળને લીધે ઉત્પન્ન કર્યું છે, અને જો પુરુષોએ દૃષ્ટિગોચર થાય તેવાં અને બુદ્ધિથી પ્રાપ્ત કરાય એવાં મહત્કાર્યો કર્યા છે, તો સ્ત્રીઓએ તેવાં કાર્યો નીતિથી અને મૌનતાથી સાધ્યાં છે. જનમંડળની પ્રત્યેક સ્થિતિમાં સ્ત્રિયે અંતઃકરણને સચેત રાખ્યું છે, રીતભાત સુધારી છે, માનવરૂચિને ઉચ્ચતર કરી છે, મૂઢ જંગલી હાલતમાં અને ઝળકતી સુધરેલી સ્થિતીમાં તેઓએ એક સરખી રીતે ગૃહરાજ્યને આનંદમય કરી રાખ્યું છે; તેમજ જે જે તેઓના સમાગમમાં આવ્યાં છે, તેઓનાં અંતઃકરણ નિર્મળ કરવાનું તેઓ કદાપિ ચૂકી ગઇ નથી.

એટલા માટે હું કબુલ કરૂંછું કે સ્ત્રીઓ માનસિક શક્તિમાં પુરૂષોની બરોબર નથી અને બરાબરી કરી શકનાર પણ નથી, તથાપિ હું હિંમતથી કહી શકુંછું કે, તેઓનો નીતિમાર્ગ આખરે બન્નેને સમતોલ કરે એવો છે.

**આઠમો વક્તા.**—પ્રિયજનો, ગૃહવ્યવહારમાં અને ખાનગી આચાર-વિચારમાં સ્ત્રીઓના સદ્ગુણો પુરૂષો કરતાં ચડેછે, એમ જે ગતવક્તાનું બોલવું થયું, તેને હું અક્ષરશઃ અનુમોદન કરૂંછું. પરંતુ હું એટલો બધો તેની સાથે મળતો થતો નથી કે, પુરૂષો સ્ત્રીઓ કરતાં નીતિબળે હલકા છે; કારણ કે ઉંચામાં ઉંચા સદ્ગુણો કયા છે? હિંમત, શૌર્ય, સહનશીલતા, અને ખંત. હવે આ

સદ્ગુણો હું ધારૂંછું કે પુરૂષો સ્ત્રીઓ કરતાં ઘણાજ ઉત્તમ રીતે ધારણ કરી રહ્યા છે. ચડાવો તેની હિંમતને કસોટીએ, જુઓ રણસંગ્રામમાં તે કેવી બહાદૂરીથી મરણની સામે થાયછે? જુઓ તેની દૃઢતા, કેવા કેવા ઘા ખમે છે! કેવા કેવા સંબંધીના વિયોગ, ધૈર્યથી સહન કરેછે! વળી તેના સહનશીલત્વને ખૂબ ધ્યાન આપી તપાસો સીથરે હાલ હાલત, ભુખમરો, કકડતી થંડી, વ્યર્થસતાવનાર પરાધીનતા, અને ભારે મહેનત, આવાં આવાં સંકટો તે કંઇ પણ બબડ્યા વિના કેવી રીતે ખમી રહેછે? વળી જુઓ તે કેવી ખંતથી પોતાનું કામ બજાવે છે? તે પોતે એક યોજના ઘડી કાઢેછે, અને દિવસો, મહિનાઓ, અને વર્ષોનાં વર્ષો સુધી મહેનત કરેછે, છતાં નહિ પ્રાપ્ત થતી કાર્યસિદ્ધિ દૂરની દૂર પોતાનો દેખાવ આપતી જાયછે, તથાપિ તે પોતાનો ઉદ્યોગ ચલાવ્યો જાયછે, અને તેનો બદલો આખરે તેને આપોઆપ આવી મળેછે. સદ્ગૃહસ્થો હું હિંમતથી કહું છું કે, આ ગુણોનો ઉંચામાં ઉંચી નીતિમાં સમાવેશ થાયછે, અને મારા ધારવા પ્રમાણે મેં આપને બતાવી આપ્યું છે કે, પુરૂષજાતિમાં તે ગુણો સ્ત્રીજાતિ કરતાં બેહદ વધારે છે.

**નવમો વક્તા.**—પ્રિય શ્રોતાજનો, હિંમત, સહનશીલતા, અને શૌર્ય એ નીતિ ગુણોમાં સર્વથી શ્રેષ્ઠ છે, એમ જે છેલ્લા સદ્ગૃહસ્થ બોલ્યા, તેના અભિપ્રાયને હું અનુમત થાઉંછું, પરંતુ તે સદ્ગુણો પુરૂષો કરતાં સ્ત્રીઓમાં ઓછે દરજ્જે છે, એમ તેમના કહેવાને હું બીલકુલ મળતો થઇ શકતો નથી.

એ ખરી વાત છે કે, પુરૂષો રણભૂમિમાં પોતાની બહાદૂરી બતાવે છે, તેઓ મૃત્યુની સામે થાય છે, અને વગર પાછી પાની કરવે મૃત્યને જઇ મળેછે. પરંતુ સ્ત્રીયો પણ એના જેટલીજ બહાદૂરી ધરાવતી નથી? તેઓ પણ જે જે યુધ્ધો લડેછે, તે કંઇ નાનાં સુનાં યુધ્ધો નથી. વારંવાર તંગી સાથે ભુખમરા સાથે, અને પાયમાલી સાથે તેઓને લડવું જ પડેછે. અને ખરેખર

બાહાદૂરીથી તે પોતાની ફરજ અદા કરવાને કદાપિ પાછી હઠતી નથી. ખરૂં જોતાં તે પુરૂષ કરતાં વધારે બહાદૂરીથી કામ બજાવેછે, આ સંસારમાં કોઈ એવાં સંકટો માણસને માથે આવી પડેછે કે, તેનો ફટકો લાગતાંજ પુરૂષ ગબડી પડેછે, કોઈ દુઃખે તેના ઉપરે હુમલો કર્યો કે તે ચતોપાટ થઇ જાયછે; ત્યારે સાહેબ, સ્ત્રીની ખરી હિંમત, ખરી સહનશીલતા અને ખરૂં શૌર્ય અત્યંત ઝળકી નીકળે છે, તે એવી રીતે પડેલા પુરૂષને ઉઠાડે છે; તેને ખુશ કરેછે, તેને ઉત્સાહ આપેછે; અને તેના દુઃખી દીલને આસ્તે આસ્તે શાંતિ આપવાને એવી તો મથન કરે છે કે અવધિ, પોતાના દાખલાથી તેને ધીરજ ધારણ કરવા સમજાવે છે, પોતાની પ્રીતિથી તેનામાં બળ રેડેછે, અને છેવટે તેના ભાંગી પડેલા નસીબચક્રને ખાંધ આપી ઉંચકવાને પોતાના મૃદુ ઉપદેશથી અને પ્રેમ ભરેલા ઉત્સાહી શબ્દોથી તેને રસ્તો દેખાડે છે: એટલુંજ નહિ પરંતુ જે સુખદ સ્થિતિ પુરૂષના હસ્તમાંથી જતી રહી છે, તે આનંદદાયક સ્થિતિ તેનીજ મારફતે તેજ પ્રાપ્ત કરાવે છે. વળી સંકટની સામે થવાને, દરદીની દવા કરવાને, મૃત્યુની અણીપર આવી ગયેલાને પણ વહાલપના શબ્દથી તેનું દુઃખ નરમ પાડવાને, તે કેટલી ધીરજ અને સહનશીલતા પકડી રહેછે! ખરે તે વિષે હું કેમ પૂર્ણ રીતે બોલી શકુ? આવી વેળાએજ તેની કિંમત કેટલી છે, તે વિષે આપણામાનો કોઇ પણ અજાણ્યો નહિ હોય; એટલાસાટે મારી ટીકાને અનુસરતોજ બધાનો વિચાર છે, એમ ખાતરીપૂર્વક બોલી શકુંછું. માટે પ્રિયજનો, મારૂં ધારવું એમ છે કે, જો સ્ત્રી, પુરૂષના કરતાં નીતિબળે વિશેષ છે, એ વાત પૂર્ણ રીતે સિદ્ધજ છે, તો હુ આટલીજ ટીકા કરી મારૂં બોલવુ સમાપ્ત કરૂં એમાં મને કંઇ બાધ નથી.

દસમો વક્તા—પ્રમુખ સાહેબ, અને શ્રોતાજનો, મને એમ લાગે છે કે, કેટલાએક છેલ્લા ભાષણ કરનારાઓ આ-

પણા વિષયની બાબતથી જરા વેગળા ગયા છે. સવાલ એ હતો કે, "સ્ત્રીપુરૂષની બુદ્ધિ સમાન છે કિંવા નહિં?" અને હમણા વક્તાઓ જેસબંધ તકરાર ચલાવ્યા જાય છે કે, શું સ્ત્રીપુરૂષો નીતિમાં એક્સરખાં છે? એ બાબત સાથે આપણુને કંઇ લાગતું વળગતું નથી, માટે તે વાદને પાછો તેના ખરા માર્ગપર મૂકવાને (તે વાદ જેનું અદ્યાપિસુધી ઉત્તર નથી આપવામાં આવ્યું) હું ફરીથી બોલી જાઉંછું, એટલે કે, પુરૂષોએ જયારે માનસશક્તિના વધારે પૂરાવા દેખાડી આપ્યા છે, ત્યારે માનસિક શ્રેષ્ઠતાનો જયધ્વજ તેઓનોજ છે, એ નિર્વિવાદ છે. આપણા વાદવિવાદમાં ઘણું ઘણું કહેવામાં આવ્યું, પરંતુ કોઇએ આ વાત નાકબુલ નથી કરી, અથવા તો બીજા પક્ષની આ શક્તિમાં ન્યૂનતા નથી એવું પણ કોઇએ નથી કહ્યું. જયારે આમ ખરૂં કારણ દેખવામાં આવી ગયું છે, તો શામાટે આપણે પુરૂષની તરફેણમાં આપણો ચુકાદો ન આપવો જોઇએ? કારણ કે હું આપ સાહેબને વિનયપૂર્વક જણાવું છું કે, સર્વ કોઇને ચુકાદો માગવાનો સંપૂર્ણ હક્ક કેમ નથી?

**અગ્યારમો વક્તા**—પ્રિય સજ્જનો, આ ભાષણકાર આપણને આક્ષેપ પૂર્વક એવું આમંત્રણ કરેછે કે, મારા પૂર્વપક્ષનો નિષેધ કરનાર કે મારા પ્રમાણભૂત વચનોનું ખંડન કરનાર કોણ છે? હું તે ઉભયપક્ષનો નિષેધ ને ખંડન કરીશ; નિદાન એટલું કરવાને તો પ્રયત્ન કરીશ. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, મારા સાહસિક મિત્રની એવી પ્રતીત કરવામાં સફળ થશે કે, જે પ્રમાણને તે બળવત્તર ધારેછે, તે તેવાં બળવત્તર નથીજ.

સ્ત્રીજાતિ પુરૂષજાતિથી પરાભવ પામી છે; એવું હું સ્વીકાર કરીશ નહિ હા સત્ય છે કે, એક જાતિને **કાલિદાસ**, **ભવભૂતિ**, **દયારામ** ઇત્યાદિ શોભાવે છે, તો બીજી જાતિને **મિરાં**, **લીલાવતી**, **રમા**, ને **દીવાળી** ઇત્યાદિ ક્યા નથી દીપાવતાં? તથાપિ

હું બુદ્ધિ વિષયિક તુલના કરવાને પ્રવર્ત નહિ થઇશ, કારણ કે એ તુલના નિર્મર્યાદ અને નિરૂપયોગી છે.

પરંતુ ધારો કે ગત વક્તાએ જે પ્રતિપાદન કર્યું, તે હું અંગીકાર કરૂં; એટલે કે પુરૂષજાતિની અપેક્ષાએ સ્ત્રીજાતિએ અત્યંત થોડું પ્રાપ્ત કર્યું છે, પણ તેથી શું ? હું આપ સજ્જનોને દાખવી આપીશ કે, સ્ત્રીને શિક્ષણ આપવાના કાર્યની કેવળ આપણા લોકોએ ઉપેક્ષા કરી છે, એટલે કે જ્યારે એક જાતને સકલ પ્રકારની વિદ્યા, કળા, ચાતુરી, તત્વજ્ઞાન, ઇતિહાસ, અને શાસ્ત્રનું શિક્ષણ અપાતું જાયછે; ત્યારે બીજી જાતિને શિક્ષણ યા કેળવણીનું જાણે ઉચ્છીષ્ઠ યા કચરો આપવો ન હોય ! તેમ શીખવવામાં આવેછે, અને તે પણ બહુજ અલ્પકાળ સુધી. વળી તેઓને શીખવવાના યોગ્ય દ્વાર બંધ કરવામાં આવ્યાં છે. જ્યારે એક વર્ગના ગુણ ગાઇને આકાશે ચડાવવામાં આવ્યો છે, જયારે તેની અત્યંત પ્રસંશા પ્રસારી દીધી છે, જયારે તેને બેહદ સન્માન અપાતું જાય છે, અને તેનાં વખાણ ને ખુશામતો જારી છે; ત્યારે બીજા વર્ગને ઉપેક્ષિત કર્યો છે, તેને અનુત્સાહિત કરી મૂક્યો છે. ખરૂં પૂછાવો તો તે વર્ગપર યથાવિધિ ધ્યાનજ કોણે આપ્યું છે ? હવે જે લાભો પુરૂષોએ સંપાદન કર્યા છે, તે લાભો સ્ત્રીઓએ ન કર્યા હોય તો તમે એમ કેમ કહી શકશો કે, સ્ત્રિયો સ્વભાવતઃ પુરૂષોની સમાન નથી ? આનું ઉત્તર જ્યાંસુધી ન મળે ત્યાંસુધી કંઇ પણ પૂરવાર થવાનું નથી. આટલું કહી હું બેસવાની રજા લઉંછું.

**બારમો વક્તા.**—પ્રિય શ્રોતાજનો, હુ ધારૂંછું કે એનું ઉત્તર સહેલાઇથી આપી શકાશે. સ્ત્રીઓને કેળવણી જેવી જોઇએ તેવી આપવામાં આવતી નથી, આ વાત ઉપર ખૂબ ભાર મૂકીને કહેવામાં આવ્યું, અને એટલામાટે એમ કહેવાને બેહાનું મળ્યું જે, તે પુરૂષની સમાન થઇ શકતી નથી. ત્યારે સ્ત્રીઓ પુરૂષોથી હલકા દરજ્જાની છે, એ વાત તો મંજુર

રાખવામાં આવેછે. હવે આપણે માત્ર જે બહાનું કાઢવામાં આવ્યું, તે તરફ ધ્યાન દોડાવવાનું રહ્યું. મારૂં માનવાનું એમ છે કે, તે બહાનામાં કંઇ દમ નથી. શું **કાલિદાસ, ભવભૂતિ,** દયારામ આદિ કવિયો કેળવણીની સર્વથી ઉંચી પદવીએ ચઢ્યા હતા? નહિજ, પરંતુ પોતે મેળવેલી પદવીમાં ઘણી અડચણો છતાં તેઓએ પોતાની સર્વોપરીતા પ્રાપ્ત કરી હતી. સાહેબ, જેનામાં **સ્વાભાવિક બુદ્ધિ હોય, તે સર્વદા શ્રેષ્ઠતા પામેજ.** કોઇ પણ તેને રોકી શકતું નથી. માનવજાતના સઘળાં વિઘ્નોના સંગ્રહ કરતાં બુદ્ધિનું બળ ઘણું મોટું છે; તેમજ તે સર્વઉપર ચઢી બેસેછે. આ વાતઉપરથી સહજ સમજાશે કે, માનસિક દોડમાં સ્ત્રીઓ પછાત પડી ગઇ છે, તેનું કારણ બુદ્ધિની ન્યૂનતા છે, કંઇ કેળવણીની ન્યૂનતા નથી.

એક ગૃહસ્થનું બોલવું સાંભળી મને આશ્ચર્ય લાગ્યું કે, જ્યારે સ્ત્રીઓએ શ્રેષ્ઠતા મેળવવા કોશેશ કરી, ત્યારે તેને કંઇ પણ **ઉત્તેજન** આપવામાં આવ્યું નહિ. સાહેબો, એવું કંઇ નથી. આપણે સ્ત્રીગ્રંથકારોના પ્રયત્નો તરફ અર્થાત્ તેઓના ગ્રંથો તરફ ક્ષમાની નજરથી નથી જોતા? ખરૂં પૂછાવો તો પુરૂષોના પ્રયત્નોની, નહિ કહિ શકાય તેવી અવગણના થવા લાગી છે. **ગેલિલીઓને** કેદ અને મોત સુધીની શિક્ષા કરવામાં આવી, પરંતુ પોતાની અતિ ઉચ્ચ શોધોને ખરી કરવા ખંતથી મંડ્યો રહ્યો. જેનો ખ્યાલ પણ નહિ આવે એવું **મિલટને** એક મહાકાવ્ય રચ્યું, અને તેના કુટુંબને માત્ર તેનાં પાંચ પાઉંડજ મળ્યાં!!! **શેક્સપિઅરની** પછી થએલા **ઓટવે** ને અન્નનાં વાખાં પડ્યાં અને તેથી તે મરણ પામ્યો, મનોગ્મા અને શેખર નામના વ્યાકરણ શાસ્ત્રના કર્ત્તા **નાગોજીભટ્ટને** પાણીની કાવડ લોકોને ઘેર પહોંચાડી નિર્વાહ કરવો પડ્યો અને ઝાડનાં પાંદડાં બાળી અભ્યાસ કરવો પડતો હતો. માટે એ તો સ્વતઃસિદ્ધ છે કે, કેળવણીની ખામીને લીધે કે કંઇ ઉત્તેજનની ખામીને લીધે બુદ્ધિ અટકી રહે નહિ.

જ્યારે સ્ત્રીઓએ હજુ પુરૂષોના સાથે માનસિક બુદ્ધિની સમાનતા દાખવીજ નથી, તો સ્ત્રીઓ એ બક્ષિસથી બેનશીબ છે, એમ આપણે માનવામાં ગેરવાજબી છીએ એમ હું માનતો નથી.

**તેરમો વકતા.**—પ્રમુખ સાહેબ, અને પ્રિય સભાસદો, સ્ત્રીઓના પક્ષકારોએ ઘણાં છટાદાર અને પંડિતાઇ ભરેલાં ભાષણો કર્યાં છે, છતાં પ્રવેશકના અભિપ્રાયને અનુમત થવા મને ઇચ્છા થાયછે. હુ ધારૂં છું કે, મારૂં અનુમાન વિશેષ બળવાન પ્રમાણુપર આધાર રાખેછે. એક ક્રિશ્ચિઅન ધર્મવેત્તા કહેછે કે, પ્રથમ પુરૂષને સરજવામાં આવ્યો, અને સ્ત્રીને પુરૂષના એક ભાગમાંથી ઘડવામાં આવી. વળી એક કવિ કહેછે કે,

" પુરૂષો તણાં મેલ ઉચ્છિષ્ટ જે રહ્યાં
વનિતા જનો સર્વ તેમાંથી ઉપન્યાં "

ખરે માણસની પાંસળીમાંથી તે થઇ છે. હવે આપને વિનયપૂર્વક જણાવવાની રજા લઉં છું કે, જ્યારે પુરૂષને પ્રથમ બનાવવામાં આવ્યો છે, ત્યારે સ્ત્રી કરતાં તેને શ્રેષ્ઠ બનાવવાની ધારણાજ હોવી જોઇએ. જ્યારે સ્ત્રીને તેના એક ભાગમાંથી બનાવવામાં આવી છે, ત્યારે તે પુરૂષની સમાન છે, એમ આપણે તેની તરફ જોઇ શકશું નહીં. વળી સર્વ ધર્મ ગ્રંથોમાં લખેલું છે કે, સ્ત્રીઓએ હમેશાં પુરૂષની આજ્ઞામાં રહેવું, અને જો તે પુરૂષો કરતાં હલકી ન હોય તો, ધર્મગ્રંથોની આવી આજ્ઞા ન હોય.

વળી પ્રિય શ્રોતાજનો, એવું સતાવાર પ્રમાણ આપવામાં આવ્યું છે કે, સ્ત્રીઓને જે કામો બજાવવાનાં છે, તે બજાવવાને પુરૂષોના જેટલી મોટી બુદ્ધિની તેઓને અગત્ય નથી. હવે કુદરત કંઇ બિન જરૂરીનું બળ જેને તેને આપી દેતી નથી, અને જો સ્ત્રીઓ મોટું બુદ્ધિબળ દાખવવાને નિર્માણ થયેલી નથી, તો આપણે માનવાને કારણ છે કે, તે શક્તિ તેનામાં નથીજ.

**ચૌદમો વકતા.**—પ્રિય સજ્જનો, મને એમ લાગે છે કે, ગતવકતાએ કરેલી ટીકા ચાલતા વિષયને લાગુ પડતી નથી, તેમજ પ્રમાણ પૂરઃસર પણ નથી, પ્રથમ તો, એમનું કહેવું છે કે, પુરૂષ સ્ત્રી કરતાં પ્રથમ સરજવામાં આવ્યો, તેથી પુરૂષને શ્રેષ્ઠ બનાવવાને ધારેલું હોવું જોઇએ. શ્રોતાજનો, હું ધારૂંછું કે, આ પ્રમાણ કેવળ નિરૂપયોગી છે. સૃષ્ટિ ઉત્પત્તિવેત્તા લખેછે કે પ્રથમ પક્ષિયો, પશુઓ અને મત્સ્યો, બનાવેલાં હોવાં જોઇએ અને પછી માણસ. હવે જો આપણા મિત્રનું તર્કશાસ્ત્ર ખરૂં હોય તો માણસ, પક્ષિઓ, પશુઓ અને મત્સ્યો કરતાં હલકા દરજ્જાનાં હોવાં જોઇએ. મારા વિચાર પ્રમાણે એ વિચાર વાસ્તવિક નથી. આપણી યથામતિએ વિચાર કરતાં એમ સ્પષ્ટ જણાય છે કે, ઘણાજ ઉપયોગી પ્રાણિયો સર્વથી છેલ્લાં બનાવવામાં આવ્યાં છે. એ ઉપરથી કાંઇ સ્ત્રી, પુરૂષ કરતાં હલકા દરજ્જાની ઠરતી નથી, એટલુંજ નહિ પરંતુ તેના કરતાં મોટો દરજ્જો ધરાવે છે.

હવે પાંસળી વિષેના પ્રમાણની પરીક્ષા કરીએ. હું અત્યાર સુધી જાણતો નહિ હતો કે, માણસનો મલ તેની પાંસળીમાં રહેછે. હું માનું છું કે, કેટલીક વખતે તેથી પણ તે ઉંચે રહેછે. અને પુરૂષ, શામાંથી બન્યો છે? પૃથ્વીની રક્ષા યા ધૂળમાંથી. હવે મને એમ ભાસે છે કે, જીવતી પાંસળી એ પૃથ્વીની નિર્જીવ ધૂળના કરતાં વિશેશ સુશોભિત વસ્તુ છે. જો તેમ હોય તો, આપણા મિત્રનું પ્રમાણ સ્ત્રીઓની વિરૂદ્ધમાં જવાને બદલે તેની પોતાનીજ વિરૂદ્ધમાં જાય છે. વળી એ ગૃહસ્થને એમ બોલતાં આપણે સાંભળ્યા, અને તે પણ વળી જાણે ઘણાજ ઉત્સાહથી બોલતા હોય કે, સ્ત્રીનું કામ કરવાને કંઇ પુરૂષના જેટલી બુદ્ધિની આવશ્યકતા નથી. આવું પ્રમાણ તેને ક્યાંથી મળી શક્યું તેનો હું વિચાર પણ કરી શકતો નથી. ખરૂં પૂછાવો તો મને લાગેછે કે, તેઓના વિચાર વિવેકીપણાને અને રસિકપણાને કોઇ પણ રીતે શોભા

આપે એવા નથી. નાના બાલકના મનને ખીલવવું, ઉચ્છેરતાં છોકરાંની સાર સંભાળ કરવી, ને તેને શીખવવાં, તેને સત્યનો, ભલાઇનો અને પવિત્રતાનો ઉપદેશ દેવો, એ કામ કોનું છે? તિખા અને જલદ સ્વભાવના પુરુષનું નહિ, પરંતુ સહનશીલ, શાંત, નમ્ર, કોમળ અને ગંભીર સ્વભાવની સ્ત્રીનું છે. મર્ત્યલોકનું માનવી આથી કયું ઉપયુક્ત, કે કઠિણ કામ માથે લઇ શકે એમ છે? એક બાળકને શીખવવું એ ઘણીજ ઉત્તમોત્તમ બુદ્ધિ વિના બનેજ નહિ, અને જો તે બુદ્ધિની સ્ત્રીઓને આવશ્યકતા છે, તો સ્ત્રીમાં તે બુદ્ધિ છેજ એમ મારી તો ખાતરી છે; તથાપિ ઉભયવર્ગના બુદ્ધિબળમાં મોટો અને સ્વાભાવિક તફાવત છે, એ હું કબુલ કરૂંછું. પરંતુ એક ક્ષણમાત્ર પણ એવું માની શકતો નથી કે, એટલામાટે એક વર્ગ બીજા વર્ગ કરતાં સરવાળે જરાપણ હલકા દરજ્જાનો છે.

**પંદરમો વક્તા.**—પ્રિય સભ્યજનો, અત્રે બીરાજેલા મારા મિત્રોએ કરેલાં ભાષણનું લક્ષપૂર્વક શ્રવણ કરતાં આપણી સમક્ષ રજુ થયેલા વિષય ઉપર શાંતિથી અને ધૈર્યથી મેં વિચાર કર્યો છે; અને જો કે પ્રથમ આ વિષયના સ્વિકારપક્ષ તરફ મારૂં મત આપવાનો મારો ઇરાદો હતો તથાપિ મને કહેવાને કંઇ ક્ષોભ થતો નથી કે, આ વાદની દરમીયાન મારા વિચારોમાં એક ઘણોજ મોટો ફેરફાર થયોછે, અને તેથી સ્ત્રીજાતિનો બચાવ કરવા હવે મેં મારા મન સાથે પાકો ઠરાવ કરી રાખ્યો છે.

પ્રથમ તો, પ્રિય શ્રોતાજનો, આપણે અવશ્યે પક્ષપાતી ન્યાયાધ્યક્ષ થઇ બેઠા છીએ, કારણ કે આજના વિષયના નિર્ણયમાં આપણો લાભ સમાયલો હોવાથી આપણે ન્યાયાસનપર બેસવું એ યોગ્ય નથી. સ્ત્રીજાતિ કરતાં આપણે શ્રેષ્ઠ છીએ એવો વિચાર આપણા અભિમાનને જરા આનંદ આપેછે. આ મુદ્દાપર વિચાર કરતાં મારી ખાતરી થઇ છે કે, ખરી રસજ્ઞતાને ખાતર અને માત્ર વિનયને ખાતર આપણે હવે

આ વિષયને છોડવો જોઇતો નથી; તેમજ હવે આપણે સ્વિકારવું જોઇએ કે, સ્ત્રીઓની પદવી ઘણી ખરી પુરુષોના જેટલીજ છે.

તર્ક પણ મને તેજ પરીણામ સ્વીકારવા હડસેલે છે. હું કબુલ કરૂં છું કે, ઉભય વર્ગના સામર્થ્યમાં મોટો ફરક છે, પરંતુ આપણા પુરુષ વર્ગની પણ ભિન્ન ભિન્ન જાતિઓ કરતાં તે ફરક મોટો નથી. આફ્રિકાના જંગલીઓ, યૂરોપના તત્વજ્ઞો કરતાં હલકા છે. શામાટે ? કારણ તેઓને કેળવણી મળી નથી. તેમજ સ્ત્રીઓ માટે સમજવું. જ્યારે આપ સજ્જનો એમ દાખવી શકો કે, પુરૂષના જેટલીજ સ્ત્રીઓને માટે સુગમતા કરી આપવામાં આવી છે, તથાપિ સ્ત્રીઓ બુદ્ધિમાં તેની સમાન થઇ શકી નથી. તો હું તેની વિરૂદ્ધમાં મારૂં મત આપવાને શામાટે તૈયાર નહિ થાઉં ? પણ જ્યાંસુધી એમ દેખાડી આપવામાં ન આવે ત્યાંસુધી તેની વિરૂદ્ધ થાઉં નહિ.

વળી તફાવત ગુણોની જાતમાં છે, પરંતુ તેની સંખ્યામાં નથી. એક પુરૂષની પાસે પાવલો રોકડો હોય, અને બીજાની પાસે સોળ પૈસા હોય; હવે આ બન્ને સરખા પૈસાદાર છે. એજ ન્યાયે સ્ત્રી, પુરૂષના જેટલીજ બુદ્ધિબળે હોવી જોઇએ. માત્ર પોતાનું માનસિક નાણું પુરૂષોના શિક્કાઓ કરતાં જુદા રૂપમાં તેઓની પાસે હોયછે. પુરૂષોમાં જ્યારે એક જાતના ગુણોનો સમુદાય છે, ત્યારે સ્ત્રીઓમાં બીજી જાતના છે. પુરૂષો વિચારશીલ છે, તો સ્ત્રીઓ કાર્યશીલ છે; પુરૂષો હિંમતવાન્ છે, તો સ્ત્રીઓ ડાહાપણવાળી છે; પુરૂષો શૌર્યવાન્ છે; તો સ્ત્રીઓ સાવધાન છે; પુરૂષો તાર્કિક છે, તો સ્ત્રિઓ આશાવિશિષ્ટ ચિત્તવાળી છે. બન્ને બાજુનો સરવાળો કરો, અને આ હિસાબમાં જો કે રકમો જુદી જુદી અંકોવાળી છે, તથાપિ સરવાળો એકજ આવી રહેશે.

એવું કહેવામાં આવ્યું કે, ધર્મ પુસ્તકોમાં સ્ત્રીને પુરૂષની આજ્ઞા ઉઠાવવાનું ફરમાવેલું છે, માટે તે પુરૂષો કરતાં હીન બુદ્ધિવાળી હોવી જોઇએ. આ સાર કોઇપણ રીતે વ્યાજબી

નથી. અલબત કોઇ રાજા હોવો જોઇએ, બન્ને જણા કંઈ રાજ્ય કરી શકે નહિ, એટલામાટે જો કે તેઓ સમાન બુદ્ધિવાળા હોય છતાં એક બીજાને વશવર્તિ રહેવું જોઇએ. આ દેશના તત્વજ્ઞો અને રાજ્યનીતિજ્ઞ પુરૂષો પોતાની ઉપરના રાજ્યકર્ત્તાના હુકમને માથે ચડાવેછે, પરંતુ એ ઉપરથી એમ સાબીત નથી થતું કે, રાજ્યકર્ત્તા કરતાં રાજનીતિજ્ઞોમાં બુદ્ધિબળ ઓછું છે. ! વસ્તુતઃ આ આજ્ઞા માથે ચડાવવાના પ્રમાણને મૂળ મુદ્દાસાથે કંઈ લાગતું વળગતું નથી.

આ પ્રમાણે આ વિષયને, ન્યાયથી નીહાળી જોતાં, તર્કથી તપાસી જોતાં, ગણિતથી ગણી જોતાં, અને ધર્મશાસ્ત્રથી વિલોકી જોતાં મારા બોલવાની સંસાપ્તિમાં મારે નિવેદન કરવું જોઇએ કે, જયારે સર્જનહારે સ્ત્રીને પુરૂષનો મદદગાર સાથી બનાવ્યો છે, ત્યારે હું માની શકતો નથી કે, તેને પુરૂષના કરતાં હલકા દરજ્જાની બનાવી હોય. તે પુરૂષને તેના સાથી તરીકે અને મિત્ર તરી સોંપેલ હોવી જોઇએ, નહિ કે તેના ગુલામ અને ચાકર તરીકે. મારૂં માનવું એમ છે કે, આપણા પુરૂષવર્ગ જેવો કોઇ અભિમાની ને અહંકારી નથી. વળી જયારે ઈશ્વરે મનુષ્યમાં જીવ મૂકયો, ત્યારે માનવજાતના સઘળા આત્માના એક ભાગરૂપ જે ભાગ બની રહ્યો છે, જે આપણી હૈયાતીનો શૃંગાર છે, જે આપણા જીવનની શોભા છે, અને જે આપણા આત્માને આનંદ આપેછે, તેવા એક નાજુક ભાગનો આપણે તિરસ્કાર કરી, એમ કહીએ કે તેમાં બુદ્ધિની અત્યંત તાણ છે ! ખરેખર આમ માનવામાં આપણા મહાન સૃષ્ટિકર્ત્તાની ઉત્તમોત્તમ બક્ષીસની આપણે મોટા તિરસ્કારપૂર્વક, અવજ્ઞા કરીએ છીએ અને જગતકર્ત્તાની અવજ્ઞા તે મોટામાં મોટી કૃતઘ્નતા છે.

**પ્રવેશક** ( ઉત્તરમાં )—અધ્યક્ષ સાહેબ, આપે મને ઉત્તર આપવાને ફરમાવ્યું, તેને માન આપી હું પ્રાર્થનાપૂર્વક ખુલ્લે દીલે તરતજ કહી દઉંછું કે, ગતવકતાની પેઠ ચાલતા વાદની

દરમિયાન મારી પણ આ વિષયમાં પૂર્ણ ખાતરી થઇ ગઇ છે; તેથી જે દરખાસ્તની તરફેણમાં આપ સાહેબને મત આપવાને મેં ભલામણ કરી હતી, તે દરખાસ્તની વિરૂદ્ધમાં મારો મત આપવાનો મારો ઇરાદો થયો છે.

હું બહારના દેખાવથી આડે રસ્તે ચડી ગયો હતો. મેં ઇતિહાસ જોયો, પરંતુ મેં તેની યથાસ્થિત પરીક્ષા કરી નહિ. મેં માત્ર ઉપરની સપાટી ઉપર તર્યા કર્યું; મેં મહત્કાર્યો તરફ દૃષ્ટિ કરી જોયું, તો મને જણાયું કે પુરૂષોએજ તે કર્યો છે; પરંતુ મૌનપણે શું શું થયું છે? શું શું થતું જાયછે? તેનું મેં જરાપણ અનુમાન કર્યું નહિ. મેં મારા દિલનેજ પૂછયું નહિ કે, પુરૂષોએ આટલું બધું રૂડું જે કર્યું છે, તે તેઓની માતાઓએ નાનપણમાં કરેલા બોધથી પ્રાપ્ત થયેલા ડહાપણ અને ભલમનસાઇનું પરિણામ છે. વળી તત્વજ્ઞાનના, તેમજ શાસ્ત્રના ઝલકાટે મને આંજી નાંખ્યો, તેથીજ ખરેખર મેં ખરા પદાર્થને દીઠો નહિ.

તથાપિ આ વિષયનો મેં ઉપોદ્‌ઘાત કર્યો તેને માટે હું દિલગીર નથી, કારણકે તેથી જેના વિચાર ખોટા હશે, તેણે પોતાના વિચાર ફેરવ્યા હશે, જે લોકો ખરા હશે, તે દૃઢ થયા હશે. અને તેમજ વિચાર ન કરનારને આ વિષયમાં વિચાર કરવાને સુઝયું હશે. મને આશા છે કે, મને પોતાનો અગ્રેસર ગણી, જે વક્તાઓ મારા પક્ષમાં બોલ્યા છે, તેઓએ એવા પોતાના વિચાર ફેરવ્યા હશે. હવે આ વિષયની પૂર્ણાહુતીમાં મારે કહેવું જોઇએ કે, સ્ત્રીજાતિનું બુદ્ધિબળ આપણી પોતાનાં બુદ્ધિબળ સાથે જ્યારે સમાન છે, ત્યારે આપણે આપણા વર્તનથી દેખાડી આપવું જોઇએ કે સ્ત્રીઓની ઉંચી કીંમત અને મોભો આપણે સમજીએ છીએ, એટલુંજ નહિ પરંતુ પ્રત્યેક રીતે તેઓને હવેથી આપણા સમાન અને આપણા ઉત્તમ મિત્ર તરીકે ગણીશું, અને નહિ કે આપણા ગુલામ તરીકે. સ્ત્રીજાતિને કેળવણીના સંબંધમાં યોગ્ય

સગવડ કરી આપવામાં આવે, તો તેઓની બુદ્ધિ પણ કેટલી છે, તેની યથાર્થ સમજ પડે. જેમ પુરૂષગ્રંથકાર પોતાના વર્ગને યોગ્ય વિષયો ઉપર ગ્રંથ લખી બોધ આપેછે, તેમ સ્ત્રીગ્રંથકત્રિયો પણ સ્ત્રી વર્ગને ઉપયુક્ત વિષયનો ઉપદેશ આપીને પોતાની બુદ્ધિ સમાનતા દાખવવા સમર્થ થઇ શકે એમ છે[1].

તા. ક. આ વિષય ઉપર વાદ આગળ ચલાવવા ઇચ્છા હોય તો જુઓ,—

"નારી પ્રતિષ્ટા"—રા. રા. મણિલાલ નભુભાઇ કૃત "ચારિત્ર"—સુદર્શન. વર્ષ ૧ અંક ૩–૪–૬ વગેરે. રા. રા સ. ન.

---

૧ આર્ય નિતિ રીતિને સાનુકુળ ધોરણો સ્ત્રીઓને શિક્ષણ આપવાને આપણા દેશમાં યદ્યપિ હજુ સુધી થતાં નથી ( તો જો કે હાલ વડોદરાના **મહારાજા ધિરાજ શિઆજીરાવ મહારાજની** પોતાની પ્રજાપરની અનુપમ કૃપાદ્રષ્ટિથી બીજી સુધારણાની સાથે સાથે ત્યાં આ વિષયમાં ધણીએક સુવ્યવસ્થા થવા લાગી છે. ) તથાપિ પુરૂષ ગ્રંથકારનીપેઠે સ્ત્રી વિદુષિયોએ પોતાની જાતિને ઉપયુક્ત બોધ આપવાને ગ્રંથો ગુંથવા માંડ્યા છે; જેનાં કેટલાંએક ઉદ્દાહરણો નીચે પ્રમાણે છે.—

પંડિતા રમાબાઇ—" સ્ત્રીધર્મનીતિ "
સૌ. પંડિતા જમનાબાઇ—" સ્ત્રીધર્મબોધ "
સૌ. મહાલક્ષ્મીબાઇ—" લક્ષણ "
સૌ. કંકુબાઇ—" સેન્ડફર્ડ મર્ટનનું ભાષાંતર "
સતી શૃંગાર—" ટુંકી કહાણીઓ " ( ભાષાંતર )
સૌ. કેશરબાઈ—" સ્ત્રી કેલવણીનો સદ્ઉપયોગ ને ગૃહશિક્ષણ. "

# વિષય. ૩ જો.

## માનવજાતની વિશેષ સેવા કોણે બજાવી છે.—[1]મુદ્રાયંત્રે કે [2]વરાળયંત્રે ?

**પ્રથમ વક્તા.**—પ્રિય સભ્યજનો, જેમ જેમ આપણે ધારાના મહાન્ અને નિરંતર વૃદ્ધિ પામતા મહાસાગર આગળ આગળ વધતા જઇએ છીએ, તેમ તેમ ક્યાં ક ઝરણો અને કઇ કઇ નદિયોની મદદથી તે મહાસાગર તાની હાલની સ્થિતિએ આવ્યો છે, તે આપણા સ્મરણમ ખસતું જાયછે, આ વાત ખરેખર શોચનીય છે. હાલ જે રિ તિમાં આપણે છીએ, તે સ્થિતિયે પહોંચવા કઇ કઇ પ્રવૃતિ ક્રમે લાગી, તેનું અનુમાન કરવા આપણે ભાગ્યેજ પ્રયત્ન રીએ છીએ, તો પછી તે પ્રવૃત્તિયોનું પુનરાવલોકન તો ક થીજ કરીએ.

આ વાતની સત્યતાની મારા મગજપર ઉંડી છાપ પડી હેવાથી, આપણી માનસિક, ધાર્મિક અને શારીરિક સુધ ણાના સર્વથી મોટાં કારણોમાંનાં બે કારણો એટલે કે મુદ્રાયં અને વરાળયંત્ર એ બન્નેના આપણે કેટલા દેવાદાર છીએ, ઉપર આપ સજ્જનોનું આજ રાત્રે લક્ષ ખેંચવાનો મેં નિશ્ કર્યો છે. માનવ પ્રાણિયોએ કોઇ દિવસે પણ શોધો કરી હો તો તે શોધોમાં સર્વથી વિશેષ ઉપયુક્ત આજ બે છે એ મને લાગે છે, અને તે શોધોની કિમ્મતની પૃછપરછ કરવા જેમ માનવ પ્રાણિયોને મોટા લાભો પ્રાપ્ત થયા છે, તેમ લાભોને વધારવાનું મનુષ્યને સુઝી આવે તે નિઃસંદેહ છે. ર એ શોધોમાંથી કઇ શોધના આપણે વધારે ઉપકૃત છીએ, જાણવાની મારી ઉત્કંઠા છે. હવે એ વિષયનું વિવેચન ક

---

[1] Printing Press. [2] Steam Engine.

ાનો ઉત્તમ માર્ગ એ છે કે, પ્રત્યેક શોધે માનુષજાતપર શા ા અનુગ્રહ કર્યાં તે ગણાવી જવા.

પ્રથમ ત્યારે, મનુષ્યના લાભને માટે મુદ્રાયંત્રે શું શું કર્યું? ાઇ પણ માણસ આ પ્રશ્નનું પરીપૂર્ણ ઉત્તર એ આપી શકે ;, તેણે જ્ઞાનનો વિસ્તાર કર્યો; જ્ઞાનના આ વિસ્તારનાં પ રેણામો મોટાં તેમજ સારાં થયાં. આ પરિણામો સારાં એટલાં થયાં કે, તેઓએ આપણને વિવિધ પ્રકારનું જ્ઞાન આપ્યું (૧) આપણા શરીરની રચનાનું જ્ઞાન—જે આપણી આરોગ્યતા કેમ જાળવવી અને આપણી જીંદગી કેમ વધા-રવી તે શીખવેછે; (૨) બુદ્ધિજ્ઞાન—જે સત્ય અસત્યનો વિવેક કરવાને, ભૂતકાળના દૃષ્ટાંતથી વર્ત્તમાનમાં લાભ હાં-સલ કરવાને અને તત્વના તેમજ અનુભવના વિવેકથી આ-પણને આગળ વધવાને સમર્થ કરેછે; (૩) નીતિજ્ઞાન—જે આપણને પાપ પુણ્યના માર્ગ દેખાડે છે, વિશુદ્ધિની સુંદરતાનો અને ધર્મના અમોઘપણાનો આપણને ઉપદેશ કરેછે,

હવે વરાળયંત્રનું આપણે કેવા પ્રકારનું અને કેટલું દેવું છે? પ્રથમ દૃષ્ટિયેં જોતાંજ એમ જણાયછે કે, શારીરિક સુખના સુધારા અને વધારાને માટે આપણે મુખ્યત્વે કરી તેના ઓશીંગણ છીએ. તેણે અન્ન, વસ્ત્ર અને બલતણ સસ્તું કર્યું છે; તેણે આપણાં વાસગૃહો મજબૂત કર્યાં છે, અને તેને બાંધવાનો ખર્ચ ઘટાડી નાંખ્યો છે. જે કોઇ પણ કાળે પ્રકાશ જોવા નહિ પામત એવી નવી ખાણો તેણે ઉઘાડી છે, ગાળી છે, અને કોતરી કાઢી છે; તેણે આપણને લગભગ નહિ મનાય એવી ઝડપથી જમીન ઉપર પ્રવાસ કરવાને સમર્થ કર્યા છે, અને તે પણ આપણા ઘરની ઓશરીમાં બેઠા હોઇએ તે ક-રતાં કાંઇ વિશેષ શ્રમથી નહિ: પવન, ભરતી, અને તોફા-નની દરકાર નહિ કરી કોઇ પણ સમયે અને કોઇપણ ઋ-તુમાં સમુદ્રની સફર કરવાને તેણે આપણને શક્તિવાન કર્યા છે. શારીરિક પરિશ્રમના પ્રત્યેક કર્મમાં માણસજાતની

મહેનતને તેણે કમી કરી છે; દુનિયાના સઘળા ભાગમાં આ-પણને તેણે દાખલ કર્યાં છે; વ્યાપારનો વિસ્તાર કર્યો છે; ઉપજ નીપજની એક બીજામાં આવક જાવક વધારી દીધી છે; તે-મજ તેણેજ માણસને મનુષ્યની જૂદી જૂદી જાતના પ્રત્યેક ભેદનું અનુભવિક જ્ઞાન આપ્યું છે.

પરંતુ **વરાળયંત્રે** કરેલા ઉપકારનો અંત અહીંજ નથી આવતો. આપણા શારીરિક સુખની માફક, બુદ્ધિસુધારણાં અને નીતિસુધારણા પણ તેમાંથીજ આપણે પ્રાપ્ત કરી શકયા છીએ.

હસ્તશ્રમથી મુક્ત થયાથી માનસિક બુદ્ધિ ખીલેછે; માણસને વિચાર અને અભ્યાસ કરવાનો વખત મળેછે, અગાઉ દર-રોજની મહેનતથી શરીરે અત્યંત થાકી ગયેલાં માણસ ઉ-ત્સાહભંગ થઇ જતાં, એટલુંજ નહિ, પરંતુ તેઓનાં મગજ એકદમ નિર્બળ થઇ જતાં. વળી આવા બેહદ વૈતરાંથી પો-તાની જાતને નિભાવવાને કંઇ ઉત્તેજીત માદ્ય પદાર્થ ખાવાની ઇચ્છા થતી અને આપ્રમાણે ઘણું ખરૂં બનતું એમ કે, જેઓ પોતાના દિવસ શાળપર વણીને ગુજારતાં તેઓ પો-તાની રાત્રિ યે મદ્યગ્રહમાં પસાર કરતાં.

**વરાળયંત્રે**, વળી મનુષ્યને જ્ઞાન પામવામાં મદદ કરી. અવકાશ મળવાથી લોકોને તેની ઇચ્છા થવા લાગી, તેણે જ્ઞાનની પ્રત્યેક ખરીવાતથી તેઓને માહિતગાર કીધા, અને તેઓને જાતે તપાસી જોવાને અને વિચાર કરવાને સમર્થ કર્યા.

આગળ વળી મેં કહ્યું કે, **વરાળયંત્રે** નિતિજ્ઞાનનો વિ-સ્તાર કીધો છે; હવે તે તમને ખરૂં લાગશે, ખરી વાતોના આપણને માહિતગાર કરવાથી, તે આપણને સત્ય તરફ દો-રેછે; અને [1]વિજ્ઞાનશાસ્ત્રમાં જે સત્ય છે, તેજ નીતિશાસ્ત્રમાં તરતજ સત્યરૂપે ઉગી નીકળે છે. આ બે મહાન શોધોમાંના

---

૧ Sciences.

પ્રત્યેક શોધની કિમ્મતની તુલના કરવાનું કામ હું હવે આ-જની સભાને નમ્રતા પૂર્વક સોંપું છું.

**બીજો વક્તા.**—આ વાદના પ્રવેશકે કહ્યું કે, **જ્ઞાનનો વિસ્તાર** તો **મુદ્રાયંત્રે** કર્યો છે, અને આ કારણ વાસ્તવિક છે, તો શામાટે **વરાળયંત્ર**ના કરતાં **મુદ્રાયંત્ર**ની તરફેણમાં આપણું મત ન આપવું જોઇએ ?

**મુદ્રાયંત્રકળા**ની શોધ થયા પહેલાં ઇંગ્લાંડાદિ દેશની સ્થિતિ જુઓ, અને એક સૈકા પછી કે જ્યારે તે યંત્રની કિમત પિછાનવામાં આવી, ત્યારે તેની સ્થિતિ તરફ નિહાળો; તો તમને જોતાંવેતજ માલૂમ પડશે કે અંગ્રેજોને તેથી શું શું પ્રાપ્ત થયું છે.

**કેક્સટન**ના સમય પહેલાં ઇંગ્લાંડમાં બુદ્ધિ અને નીતિને નામે અંધકારજ હતો, અને તે અંધકારનાજ પૂરજોશમાં દેશ તણાયા જતો, એટલે કે સર્વ લોકો જંગલી હતા, એમ આ-પણને સહજ ખ્યાલ આવી શકેછે. વિદ્યા કે કળાનું તો નામજ નહોતું; સાધારણ લોકો કેળવણીનાં સાદાં મૂળતત્ત્વોથી પણ અજાણ્યા હતા, એટલુંજ નહિં; પરંતુ અમીર ઉમરાવોને પણ કેળવણીની કંઇ ખબરજ નહિ હતી. વળી ત્યાંના સા-ધુઓ, તથા ગોર મહારાજો જરા તરા માહિતગારી ધરાવતા, અધમોધમ વ્યભિચારે, અત્યંત અસહ્ય બલાત્કારે, અતિદુષ્ટ નિર્દ-યપણાએ, અને ઘણાજ ધિઃકારવા જોગ છાકટપણાએ, તેમજ જોરજુલમે દેશમાં ઠામ ઠામ વાસ કર્યો હતો. જાહેર રસ્તા-પર ખુનો ચાલી રહ્યાં હતા, માણસોના જાનમાલ સહીસલા-મત નહિ હતા, લોકોના દુષ્ટ મનોવિકારો પુરજોસમાં ચાલી રહેતા; અને સઘળાપર પોતાનું નાશકારક જોર ચલાવતા: આવી શોચનીય સ્થિતિમાં આપણે ધારવું જોઇએ કે, સ-ઘળા વર્ગના લોકો ખોટા વહેમોની જાળમાં ખૂબ ફસાઇ ગયા હતા; અને તેઓના ધર્મગુરૂઓ શિષ્યોને મૂર્ખ ગુલામોની પેઠ

જેમ ચલાવતા તેમ તેઓ ચાલતા. તેમજ તે કાળના લોકોને પ્રાયશ્ચિત, તથા દ્રવ્યહરણ સિવાય ધર્મ એ કેવળ નહિ સમજાય એવી વાત હતી. બંદોબસ્ત, સલાહ શાંતિ કે નીતિ એવું નામ પણ નહિ હતું, અને સઘળું અવ્યવસ્થિત હતું. તેમજ તેઓના ઉપર મોટા બે વિકાળ રાક્ષસોની પેઠે, ગુન્હો અને અવિદ્યા પોતાનું રાજ્ય મોટા આનંદથી ચલાવતા હતા.

પરંતુ જેમ ખ્રિસ્તિ ધર્મના મત પ્રમાણે પરમાત્માની ઉત્કૃષ્ટ આજ્ઞાએ સૃષ્ટિની પ્રથમ અવ્યવસ્થામાં પ્રવેશ કર્યો હતો; તેમ જ્ઞાનના મુદ્રિત શબ્દે આપણે હમણાજ જોઇ આવ્યા તેવી અવ્યવસ્થામાં પ્રવેશ કર્યો. "**પ્રકાશ થાઓ**" એવી આકાશ વાણી થઇ, અને "**તદનુસાર પ્રકાશ થયો**" આમ પ્રકાશ થવાથી માણસોની આંખો ઉઘડી. એક કવિ કહેછે કે,

"Vice is a monster of such frightful mien."
"That to be hated, needs but to be seen. :[1]

મુદ્રાયંત્રે માણસોને તે રાક્ષસ નજરો નજર દેખાડી આપ્યો અને તેને તિરસ્કાર પૂર્વક હાંકી કાઢવાને માણસોને પ્રેર્યાં. વળી તેણે માણસોને ગુલામગીરી કેટલી લજ્જાસ્પદ છે તે સમજાવ્યું. ગુલામગીરી એટલે કે તે દરેક જાતની, શારીરિક, માનસિક, અને બુદ્ધિ વિષયિક. જ્ઞાનમાં કંઇ તત્વરૂપેજ સ્વતંત્રપણાનો અંશ રહેલો છે. જ્ઞાનીના મનમાંજ કંઇ એવું દેખાઇ આવેછે કે, જે તેને વિવેક રહિત બંધનથી નિરંતર વિમુક્ત રાખેછે. આ વાતની સાબીતીનાં દ્રષ્ટાંત આપણી સમક્ષ છે. જ્ઞાન આવ્યું કે, તેની સાથે તેનો નહાનો બંધુજ હોયની ! તેમ સ્વતંત્રપણું તેની પાછળ ચાલ્યું આવેછે. સાતમા હેન્રીના રાજ્યમાં કેક્સટને છાપવાનું કામ ચલાવ્યું;

---

૧ દુર્ગણ એવો વિકાળ દેખાવનો રાક્ષસ છે કે તેનો તિરસ્કાર કરી તેને હાંકી કાઢવો જોઇએ, પરંતુ તેને નજરે જોવો જોઇએ કે જેથી તેનો તિરસ્કાર થઇ શકે.

આઠમા **હેન્રીના** રાજ્યમાં શારીરિક ગુલામીને હમેશને માટે **બ્રિટનમાંથી** દેશવટો મળ્યો.

પરંતુ માત્ર શરીરજ બંધનમુક્ત થયું એમ નહોતું, મન અને જીવના પણ પાસ છેદાઇ ગયા. મહાબુદ્ધિવાન્ માણસો નીકળી આવ્યાં અને માણસોને માનસિક અંધકારમાંથી મુક્ત કર્યાં. વિશેષમાં એમ બન્યું કે, **લ્યુથર** પેદા થયો. તેણે ક્રિશ્ચયન ધર્મમાર્ગમાં મોટો ફેરફાર કર્યો. પછી **સ્પેનસર, શેક્સપિઅર, બરલે, બેકન,** અને **મિલ્ટન,** આવ્યા. આ સઘળા મહાસમર્થ વિદ્વાનો **મુદ્રાયંત્ર** ઉદિપ્ત કરેલી બુદ્ધિના પરિણામ હતા.

આપણું અનુમત **મુદ્રાયંત્રના** પક્ષમાં આપવું એવું પૂરવાર કરવાને હું ધારૂં છુ કે, મેં આટલું કહ્યું છે, તે પૂરતું છે.

**ત્રીજો વક્તા**—શ્રોતાજનો, મારૂં એમ માનવુ છે કે, ગતવક્તાની સ્મૃતિમાં સર્વથૈવ આ વાત આવીજ નથી કે, આપણે હાથ ધરેલ વિષયની બે બાજુ છે; **મુદ્રાયંત્રથી** આપણને શા શા લાભ પ્રાપ્ત થયા, તે તેણે પોતાની વાક્પટુતાથી અચ્છી રીતે ગાઇ સંભળાવ્યું, પરંતુ **વરાળયંત્ર** વિષે એક શબ્દમાત્રનું પણ તેણે ઉચ્ચારણ કર્યું નહિ.

**મુદ્રાયંત્રે** એકસો વર્ષમાં જે ફેરફાર કરી મુક્યો, તે તેણે આપણને દર્શાવ્યો. વારૂ, જે બીજી શોધનો આપણે વિચાર કરીએ છીએ, તે શોધે પણ તેટલોજ આશ્ચર્યકારક ફેરફાર કર્યો છે, એ હું બતાવી શકીશ; જુઓ કે એ ફેરફાર એક સૈકામાં નથી થયો; પરંતુ એક સૈકાના **ચોથા ભાગમાં** થઇ ગયો છે.

ત્યારે મારે કહેવાનું છે કે પચીશ વર્ષ પરના લોકો જ્ઞાન અને સ્વતંત્રતામાં આજના લોકો કરતાં જેટલા પછવાડે હતા, તેટલાજ **કેક્સટનના** સમય પહેલાંના લોકો તેના મરણ પછીના એક સૈકાના લોકોની પછવાડે હતા. એકવીશ વર્ષની ઉમરના સારી કેળવણી પામેલા માણસને લ્યો, અને તેટ-

લીજ શક્તિવાળા વીશ વર્ષ ઉપર સારી કેળવણી પામેલા માણસ સાથે તેને સરખાવો; તે બન્નેને એક પ્રશ્ન પૂછો, તેનું ઉત્તર બેઉ જણા શું આપે છે તે જુઓ, એટલે હું કહું છું તે તમને ખરૂં માલમ પડશે. કારણ તે જ્યારે નિશાળે જતો, ત્યારે ત્યાં **વાંચન, લેખન** અને **હિસાબ** શીખવવામાં આવતા, અને આટલું શીખ્યા એટલે કેળવણી પૂર્ણ થઇ એમ મનાતું. હા કોઇ વખતે કોઇ વિદ્યાર્થી તે વખતના નાનાસુના વ્યાકરણમાં કોઇ કોઇવાર ડુબકી મારતો, ઇંગ્લાંડના **ગોલ્ડસ્મિથ**કૃત ઇતિહાસનાં જ્યાં ત્યા રખડતાં એક બે પાનાં પાઠને માટે એકાદ વખત મેળવતા, અને હમણા તો છોકરાને ગમે તે શાળામા મોકલો યા તેને માત્ર કેળવણીનાં સાધારણ મૂળ તત્ત્વોજ શીખવવામાં આવેછે. એટલુંજ નહિ, પરંતુ **ભૂગોળશાસ્ત્ર, ઇતિહાસશાસ્ત્ર, રસાયનવિદ્યાને યંત્રવિદ્યા.** ટુંકામાં સર્વ ઉપયોગી અને ઘણા પરિપૂર્ણ શાસ્ત્રોનું જ્ઞાન આપવામાં આવેછે. વિશેષમાં ખાસ આપણાજ વખતમાં નીકળતાં સસ્તાં પુસ્તકોના બહોળા ફેલાવાથી જે બેહદ જ્ઞાનનો વિસ્તાર થયો છે, તેનો લાભ તો જૂદોજ તેને મળશે. આટલું કહ્યા પછી હું ધારૂંછું કે, ગયા વીશ વર્ષમાં બુદ્ધિજ્ઞાનની કેટલી મોટી વૃદ્ધિ થતી ચાલી તેનો કંઇક બરાબર ખ્યાલ તમારા મનમાં આવશે.

આ સુખદસ્થિતિ, હું માનુંછું કે **વરાળયંત્ર**થીજ થઇછે, એ સ્પષ્ટ છે. તેણે **ઇતિહાસમાં** સુધારો કરાવ્યો, કારણકે ઇતિહાસમાં જણાવેલા બનાવોનાં સ્થળોની ભેટ લેવાને માણસોને **વરાળયંત્ર**ની સહાયતાથી બની આવ્યું, અને જે વાત સ્વાભાવિક રીતે અશક્ય હતી તેને ઇતિહાસના પૃષ્ટમાંથી હાંકી કાઢી. તેણે [1]**વિજ્ઞાશાસ્ત્ર** ઘણુંજ પ્રવર્તાવ્યું કારણકે, માણસની નજર આગળ કુદરતનું કિતાબ તેથી હજારો રીતે ખુલ્લું થઇ ગયું,

[1] Sciences.

તેણે જ્ઞાનનો અત્યંત વિસ્તાર કરી દીધો, કારણ કે, જ્ઞાની માણસોનાં પુસ્તકોની સંખ્યાબંધ પ્રતો પ્રગટ થવા લાગી.

હવે જે માનવંતા ગૃહસ્થ મારી પહેલાં બોલી ગયા તે હું ધારૂં છું કે, ખુલ્લી રીતે જોશે કે, **વરાળયંત્ર** તરફ તિરસ્કાર પૂર્વક જે તેણે મૌન ધારણ કર્યું, તે ડાહાપણ ભરેલું નહિ હતું.

**ચોથોવક્તા.**—હું કબુલ કરૂંછું કે, **વરાળયંત્રે** માણસ જાતની ઘણીજ સરસ સેવા બજાવી છે; પરંતુ આપણે ભૂલી જવું જોઈતું નથી કે, જે લાભો દેખીતી રીતે **વરાળયંત્રથી** થયાછે, તે લાભોની ખરી ઉત્પત્તિ જોશો તો **મુદ્રાયંત્રથી** થયેલી માલમ પડશે. **વરાળયંત્ર** પોતેજ **મુદ્રાયંત્રની** હયાતીનું દેવાદાર નથી? **મુદ્રાયંત્રની** કળાએ જ્ઞાનનો આટલો વિસ્તાર ન કર્યો હોત તો, સઘળા પ્રકારના સંભવ છતાં **વરાળયંત્ર** લોકોથી અજાણ્યું રહેત.

એ સઘળી બાબતો ઉપરાંત **બાઈબલના** ધર્મપુસ્તકનો પ્રસાર પણ એજ **મુદ્રાયંત્રે** કર્યો છે, એ વાતનું પણ આપણને વિસ્મરણ થવું જોઈતું નથી. કિંબહુના, આ દૈવી પુસ્તકો ખ્રિસ્તી લોકોના સુધારાનું મૂલ છે; અને તે માનસિક અને શારીરિક સ્વાતંત્ર્ય જેનું આ પ્રસંગે આવું સુવિવેચન થયું છે, તેની પ્રાપ્તિનું પણ એજ ( બાઈબલ ) દ્વાર છે. ખ્રિસ્તી લોકોની ઉત્કૃષ્ટ સ્થિતિ, ઉત્તમ જ્ઞાન, અને તેઓની વૃદ્ધિંગત નીતિ. એ સઘળુ હું નિશંક કહુંછું કે, એ પવિત્ર પુસ્તકના બોધનું પરિણામ છે. જો **મુદ્રાયંત્ર** નહિ હોત તો, આ પુસ્તક એકલા ધર્મ ગુરૂઓનાજ હાથમાં રહેત; અને જો એમ થાત તો, અપ્રમાણિક લોકોના મુખથી સત્યની સાથે અસત્યનો પણ બોધ થવાનો સંભવ રહેત.

**મુદ્રાયંત્રને વરાળયંત્રની** સાથે સરખાવતાં જગતને જે **મુદ્રાયંત્રથી** ઉત્તમ લાભો થયાછે, તેના પુષ્ટિકરણમાં આ એકજ પ્રમાણ પૂર્ણ છે, અને આવું બલિષ્ટ પ્રમાણ પ્રાપ્ત છતાં

એથી મંદ પ્રમાણોનું ગ્રહણ કરી મારા પક્ષને હું નિર્બળ કરવા ઇચ્છતો નથી.

**પાંચમો વક્તા,**—આર્યજનો, ધર્મશાસ્ત્રનો પ્રસાર કર્યાથી ખ્રિસ્તી લોકોને **મુદ્રાયંત્રથી** અવર્ણનીય લાભ થયોછે, એ વાતનો નિષેધ કરવાનો હું કંઇ પ્રયત્ન કરતો નથી, પરંતુ એક રીતિએ જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણને તેજ વખતે જણાય છે કે, આ લાભનો મુખ્ય ભાગતો **વરાળયંત્ર** દ્વારાએજ થયોછે. **મુદ્રાયંત્રથી** તો **બાઇબલ** માત્ર **છપાય છે,** પરંતુ તેનો **પ્રસાર** તો **વરાળયંત્રથીજ** થાયછે. હવે એટલુંજ નહિ, પણ પુસ્તકો પણ મુદ્રાંકિત **વરાળયંત્ર** કરેછે. દૂર દેશોમાં **વરાળયંત્ર** અસંખ્ય પ્રતો લઇ જાયછે, અને ત્યાં **મુદ્રાયંત્રની** સાથે પોતાનો સંબંધ કરીને પ્રતોને એવી રીતે વધારી મૂકેછે કે, જ્યાં માત્ર એક પુસ્તક મળવાનો સંભવ હોય, ત્યાં સહસ્ત્ર મળેછે. પૂર્વ કાળમાં મુદ્રણ કરવાનું મૂલ્ય એટલું બધું ભારે હતું કે, માત્ર દ્રવ્યસંપન્ન લોકોજ **બાઇબલ** ખરીદ કરી શકતા; પરંતુ હમણા, કોઇ નિર્ધન માણસ, પણ તે ખરીદ કરી શકેછે. આટલી બધી પ્રાપ્તિનું મૂળ [1]**બાષ્પ છે. બાષ્પ** કાગળો ઉત્પન્ન કરેછે, **બાષ્પ** પુસ્તક મુદ્રિત કરેછે, અને **બાષ્પજ** પ્રતોનો પ્રસાર કરેછે. હસ્તોથી મુદ્રિત થયેલી અને **બાષ્પથી** મુદ્રિત થયેલી **બાઇબલોની** જો તમે સંખ્યા ગણો તો, જ્યાં હસ્તોથી દશ પુસ્તકો મુદ્રિત થતાં, ત્યાં [2]**બાષ્પયંત્રે** સહસ્ત્રાવધિ તૈયાર કરેલાં છે. ખ્રીસ્તિ લોકોને **બાઇબલની** પ્રાપ્તિ કરી આપવામાં **મુદ્રાયંત્રની** જોઇએ તેટલી યોગ્યતા હોય, તથાપિ પ્રતોની વૃદ્ધિ કરવામા અને તેનો પ્રસાર કરવામાં **બાષ્પયંત્રને** વધારે યોગ્યતા આપવી ઘટિત છે.

ફરીથી વિચાર કરો કે, જગતને વિષે નિત્ય શું વૃત્તાંતો

---

૧ વરાળ; ૨ Steam engine; વરાળયંત્ર.

બને છે, તેનું મનુષ્યને વિજ્ઞાપન કરવામાં **મુદ્રાયંત્રને બાષ્પ** કેવી રીતિએ સહાય્ય કરે છે! **બાષ્પ**નો ઉપયોગ કરવામાં આવ્યો તેની પૂર્વેના, અને સાંપ્રતકાળના [1]આન્હિક વર્તમાનપત્રોની જો તુલના કરી હોય તો તેનું પ્રમાણ એક મહાજવાલાની સાથે એક કણિકાના જેટલું આવે, પરંતુ હાલ **બાષ્પ** નિત્ય પૃથ્વીના પાંચે ખંડોમાંથી સમાચારોનો સંચય કરે છે, અને તે સંચયને પ્રતિદિવસે મુદ્રિત કરે છે, અને વળી તેણે સચિત કરીને મુદ્રિત કરેલી વાર્ત્તાઓ ફરી તેજ દિને આ ગોળના સઘળા ભાગોમાં વિસ્તારે છે. કંઇ પણ વિકલ્પ કર્યાવિના હું તો **બાષ્પયંત્ર**ની તરફેણમાંજ મત આપું છું.

**છઠો વકતા.**—બાંધવો, એક વસ્તુનો પ્રથમ શોધક અને બીજો ત્યાર પછીનો તે વસ્તુનો સુધારક, એ બેમાંથી મને તો પ્રથમનોજ [2]શ્લાઘ્યતર ભાસે છે; અને પ્રસ્તુત તુલના આ સિદ્ધાંતને યોગ્ય રીતિએ સિદ્ધ કરી આપે છે.

વાદી એટલું તો અંગીકાર કરે છે કે, **મુદ્રાયંત્ર**દ્વારા આપણને જ્ઞાન પ્રાપ્ત થયું હવે **બાષ્પયંત્ર**ની ઉત્કૃષ્ટતા તો જે**મુદ્રાયંત્રે** પ્રથમ રચ્યું. તેને દેશાંતરમાં લઇ જવાનું છે. **મુદ્રાયંત્રે** જે મુદ્રિત કર્યું તે **બાષ્પયંત્રે** પ્રસારિત કર્યું, તેથી કરીને **બાષ્પયંત્ર**ની મહત્તા વધારે છે એમ કહેવું એ એક ભારવાહક એક ગ્રંથકર્ત્તાનું પુસ્તક ઉપાડી જાય છે, માટે તે ભારવાહકની યોગ્યતા વધારે છે એમ કહેવા બરોબર છે. હું નિઃસંદેહ કહું છુ કે **કોલંબસ** તે હાલના નાવિકો જે **અમેરિકા** જાય છે, તેઓના કરતાં વધારે યોગ્યતાને પાત્ર છે, અને પુનઃ નિઃસંશય કહું છું કે કોઈ એક વસ્તુનો પ્રથમ શોધક, તેજ શોધના વૃદ્ધિકારક કરતાં વધારે પ્રસશનીય છે.

ધારો કે **મુદ્રાયંત્ર** શોધાયુંજ ન હોત તો, પછી **બાષ્પ**નું શું થાત? વળી એવું ધારો કે કદાચિત્ **બાષ્પયંત્ર મુદ્રાયંત્ર**થી પૂર્વે જન્મ પામત તો, તેથી કરીને પણ આપણને શું લાભ થાત?

---

૧ દરરોજનું વર્તમાનપત્ર Daily Newspaper. ૨ વિશેષ વખાણવા યોગ્ય.

શું તેથી કરીને સુલભ **બાઇબલો**, શુદ્ધ ઇતિહાસો, સદ્‌વિદ્યાદાન, અને તે ઉપરાંત બીજા નાના પ્રકારના લાભો જે તેનાથી પ્રાપ્ત થયેલા કહેવાય છે, તે સર્વે આપણને મળત ? કદી નહિ. એથી માત્ર આપણી શારીરિક સુધારણા થાત, પરંતુ માનસિક અને નીતિસંબંધી સુધારણામાં તો આપણે જેવાને તેવા રહેત.

મને તો, જેમ **બાઇબલ** સર્વ નિતિપ્રદ ભાસે છે, તેમ પુસ્તક માત્ર સર્વ જાતિનાં જ્ઞાન તથા બુદ્ધિનાં મૂળ જણાય છે. જે વખતે **બાષ્પયંત્ર**નું કોઇને સ્વપ્ન પણ ન હોતું, તે સમયમાં પણ પુસ્તકો લોકોને સુધારતાં, તથા નીતિમાન્ અને ધર્મવાન્ કરતાં હતાં, અને આત પર જોઇએ તેટલી શોધો થાય તથાપિ **મુદ્રાયંત્ર** તો આપણને સુધારતું અને ઉન્નતિને પ્રાપ્ત કરાવતુંજ રહેશે.

બાંધવો, એ વિષય ઉપર એથી કંઇ વધારે [1]દલીલો હું કરતો નથી; પરંતુ કેટલીક સૂચના આજે મેં કરી છે, તે વિફળ થશે નહિ એમ હું માનું છું.

**સાતમો વક્તા.**—પ્રિય શ્રોતા જનો, એક મહાન્ ગ્રંથકાર કહે છે કે, પુસ્તકના કરતાં આખા ભૂમંડળ પર કંઇ પણ વિશેષ આશ્ચર્યોત્પાદ નથી. તે આગળ વધી વળી એમ લખે છે કે "સકલ ગત સમયના હાર્દનું તે નિવાસસ્થાન છે, માનવ પ્રાણિએ જે કંઇ જોયું, જાણ્યું, વિચાર્યું અનુભવ્યું અને કર્યું તે સઘળું પુસ્તકોના પૃષ્ટમાં માયાવી મંજુષા [2] ના સ્વર સ્વંવાદી [3] યંત્રની પેઠે જળવાઇ રહે છે." નિ:સંદેહ, આ સત્યતાને લીધેજ આ વિષયપર બોલનારા આટલા બધા વક્તાઓ પુસ્તકોના ઉત્પાદક **મુદ્રાયંત્ર**ને આટલું બધું કિંમતી ગણવાને એક મત થયા જણાય છે.

પરંતુ જ્ઞાનના માત્ર પરોક્ષ વૃત્તાંત કરતાં જે જ્ઞાનના મૂળતત્વોની સમીપમાંજ આપણને લાવી મૂકે, તેજ વસ્તુતઃ શ્રેષ્ટતર અને જનમંડળને વિશેષ લાભપ્રદ છે. ક્યો મનુષ્ય પ્રાજ્ઞતર[4] ગણાય ? સાક્ષાત્ અવલોકન દ્વારાએ જેણે જ્ઞાન સં-

---

1 Arguments. 2 મંજુષ. 3 Phonograph 4 વિશેષબુદ્ધિવાન

મ્પાદન કર્યું છે તે ? કે જેણે વાંચનદ્વારાએ કર્યું છે તે ! દૃષ્ટાંત તરીકે, કયો માણસ ફ્રાન્સને વિશેષ જાણે છે? જે ત્યાં જઇને જુએ છે તે, કે જે તેનો વૃત્તાંત પુસ્તકમાં વાંચે છે તે ?

ગતવક્તાએ **મુદ્રાયંત્ર**ને જ્ઞાનનું ઉત્પત્તિસ્થાન કહ્યું, પરંતુ તે વાસ્તવ નથી; તે પરોક્ષ જ્ઞાનનું ઉત્પત્તિસ્થાન છે. **મુદ્રાયંત્ર** માત્ર આપણને જ્ઞાન વિષેના બીજા માણસોના વિચારો તરફ દોરેછે, અને પ્રત્યક્ષ, પ્રયોગસિદ્ધ જ્ઞાન આપણને આપવાને નિષ્ફળ થાયછે. પરંતુ **બાષ્પયંત્ર** આપણને છેક જ્ઞાનના મૂળ પાસે લઇ જાયછે. તેની ગતિની ચપળતાથી આપણને તે એક સ્થળથી બીજે સ્થળે એટલી ત્વરાથી લઇ જાયછે કે, તેટલી ત્વરાથી તે સ્થળોના વૃત્તાંતનું પુસ્તક પણ આપણે પૂર્વે વાંચી નહિ રહેતાં; અને જે વાત આપણે વિશ્વાસથી કે શ્ર-દ્ધાથી એક વેળા માની લેવી પડતી, તે આજ આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ.

**બાષ્પયંત્રે** આપણે માટે આણેલું પરિણામ, પદાર્થ માત્રનું સત્યજ્ઞાન અને નીતિજ્ઞાન પામવાને અત્યંત સહાય્યભૂત થઇ પડેછે. ગમે તેટલી સુગમ રચનાવાળાં પુસ્તકોમાંથી પણ આપણે પદાર્થોનો સાક્ષાત્કાર થતો નથી. આપણે **પેરિસ** વિષે એક પુસ્તકમાં વાંચીને કલ્પના કરીએ કે તે આવું છે, તે પેરિસ, સાક્ષાત્ પેરિસથી તમે જાતે જઇ જુઓ તો અત્યંત જુદું જણાશે. વાંચનાં થયેલી ભૂલો પ્રવાસ સુધારે છે, અને આ પ્રમાણે કુસંસ્કારિત મનને નિર્મળ કરી સત્ય સંસ્કારથી તેને ભરી મૂકે છે.

ઇતિહાસ, ભૂગોળ, અને પ્રવાસનાં પુસ્તકો એક કાળે સ-મ્પૂર્ણ વિશ્વાસનીય ગણાતાં, તે પુસ્તકો ઠામ ઠામ મિથ્યા કથન અને ભૂલોથી ભરેલાં આજ કાલ માલમ પડતાં જાયછે. સ્થાન-વર્ણન, ભૂમિસ્વરૂપવર્ણન હવાવર્ણન, અને ઉત્પાદન વર્ણનની અસંખ્ય ભૂલો શોધી કઢાઇ છે. તેને સુધારવામાં પણ

આવી છે. સશંકિત વાતોનું કાંતો સત્ય શોધી કાઢવામાં આ-
વ્યું છે. અને કાંતો સર્વ નામંજુર કરવામાં આવી છે. આ
પ્રમાણે સત્યને જાણી તેને સર્વત્ર વિસ્તારવામાં આવ્યું છે.

એવો વિચાર કોને નહિ સ્ફૂરી આવશે કે મુદ્રાયંત્રે જે-
ટલી સાચી વાતો ફેલાવી છે, તેટલીજ વળી ખોટી પણ વિ-
સ્તારી છે. હડહડતું જુઠાણું, નાસ્તિકતા, ધર્મનિંદા, વાહ્યાતી,
અશ્રદ્ધા, અને અનેક પ્રકારના દુરાચારના લેખો પ્રગટ કર-
વાને તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એ સત્ય છે કે તેણે
ક્રિશ્ચિયનો ઉપર પ્રથમ **બાઇબલના** અને **શેકસપિઅરના**
પુસ્તકોના જ્ઞાનનો ઉપકાર કર્યો છે; પરંતુ આપણે તેને લીધે છળ-
યુક્ત બુદ્ધિવાદના [1] અને વોલ્ટેરીના નાસ્તિક યુગના પણ તેનાજ
આભારી છીએ.

જો ત્યારે, **મુદ્રાયંત્ર**ના ગુણ અને દોષ આપણે એકત્ર કરીએ
અને **બાષ્પયંત્ર**થી પ્રાપ્ત થએલા લાભોના અમિશ્રિત મૌલ્યનો
સરવાળો તેની સાથે સરખાવીએ, તો હું ધારૂં છું કે આપણે
**વરાળયંત્ર**ના પક્ષમાં નિર્ણય લઇ જવા જરા પણ વિલંબ
કરશું નહિ.

**આઠમો વકતા.**—પ્રિય સભ્ય જનો, આપણા મિત્ર જે
હમણાં બોલ્યા, તેણે **મુદ્રાયંત્ર**થી ઉત્પન્ન થયેલાં નુકશાનો ( તે
મજ લાભો ) વિષે લંબાણથી વિવેચન કર્યું. હવે મને એમ
લાગેછે કે; **વરાળયંત્રે** પણ ઘણાં નુકશાનો કર્યાં છે. તેની
અપૂર્ણતાથી તેણે અસંખ્ય મનુષ્ય પ્રાણીના જીવો લીધા છે.
જે માણસોએ ફકત તેની મારફતે મુસાફરી કરી હતી, અ-
થવા તેની સહાય્ય લીધી હતી, તેના પણ તેણે પ્રાણ લીધા છે
અને આ પ્રમાણે જનસમાજને માણસોના નાશથી તેણે મોટું
નુકશાન કર્યું છે.

વળી તેણે હસ્તઉદ્યોગ જડમૂળથી ઉખેડી નાખ્યો છે અને

---

1 Retionalism.

આ પ્રમાણે માણસોને કામધંધા વગરનાં કરી મૂક્યાં છે. તેણે સઘળી જાતના ઉદ્યોગોને હાંકી કાઢયા છે, તેટલા માટે તેઓને એક કાળે જે લાખો સુખો મળતાં હતાં, તે તેણે છીનવી લીધાં છે. હાલના વખતમાં આપણા કારીગર લોકોમાં જે ત્રાસદાયક સંકટો દેખવામાં આવે છે, તેનુ મૂળ પણ મારા સમજવા પ્રમાણે એજ છે. માણસની મહેનત આજે એટલી સસ્તી થઇ ગઇ છે કે, સારામાં સારો મુસારો પણ એક માણસને સુખથી અને મોભાથી ભાગ્યેજ નિભાવી શકે.

એવું કહેવામાં આવ્યું કે, **મુદ્રાયંત્ર**ને લીધે ઘણી ઘણી ભૂલો ફેલાઇ છે, પરંતુ **વરાળયંત્રે** તેને જલદીથી ફેલાવવામાં તેટલીજ ભૂલો કરી છે. જો **વરાળયંત્ર**ના રક્ષકો **મુદ્રાયંત્રે** જે લાભો કર્યા છે, તે લાભોનો દાવો કરતા હોય, તો તેઓએ જે કાંઇ નુકશાન કર્યાં હોય, તેના જોખમદાર પણ થવું જોઇએ.

**નવમો વક્તા.**—પ્રિય સભ્યજનો, મનુષ્યપ્રાણીના નાશનો આરોપ **બાષ્પયંત્ર** પર મૂકવામાં આવેછે; અને વળી માણસોના ઉદ્યમને પણ હાંકી કાઢવાનો દોષ તેના ઉપર ચડાવવામાં આવે છે, આ બન્ને પ્રમાણો પર એક બે શબ્દ બોલવાની હું રજા લઉં છું.

પ્રથમ હારે મનુષ્ય જીવનના નાશ વિષે બોલીશ. આ વાર્તા ખરી છે કે; આપણી રેલવેઓએ અને આપણી ખાંણોએ તેમજ આ પત્રવાહીની[1] **બાષ્પ**ગાડીઓએ વારંવાર મનુષ્યપ્રાણીનો મોટો નાશ કર્યોછે. પરંતુ આ કાર્ય માટે જે વાહનોને **બાષ્પયંત્રે** દૂર કર્યાછે, તે વાહનો કરતાં તેઓ શું વિશેષ અપરાધી છે? જૂની ભાડુતી ગાડીઓ, ખાણો ગાળવાના જૂના યંત્રો, અને જૂનાં વહાણોથી જે નાશકારક અકસ્માતો હમેશાં થતા હતા, તેના કરતાં **બાષ્પયંત્ર**થી ઘણાજ થોડા બનેછે. આ તો નિર્વિવાદ પ્રમાણ છે કે, જ્યારથી **બાષ્પ**ના એક

[1] Mail train.

કાર્ય કરવાની શકિતમાં ઉપયોગ થવા લાગ્યો, ત્યારથી મનુષ્ય-પ્રાણીનો નાશ ઘણોજ જૂજ થયો છે (અને લોકોની દરિદ્રતા પણ ઓછી થઇ ગઇ છે.) પરંતુ વિશેષ તો અગાઉનાં વાહનોએ અને પગે ચાલીને કરાતા પ્રવાસે નુકશાનજ કર્યાં છે આ વાત ખરી છે કે, હાલ આપણે અકસ્માતો વિષે વાંચીએ છીએ પણ તે પૂર્વની અપેક્ષાએ ઘણુંજ જૂજ છે. પરંતુ આગળ તો ગાડીઓ, ગાડાંઓ, બગીઓ, અને ભાર ખેંચનારા ઘોડાઓ, નહિ ખમાઇ એવાં નુકશાનો પોહોંચાડતાં હતાં. વસ્તુતઃ એક માણસ હાલ રેલવે મારફતે **ત્રણસો માઇલ**ની મુસાફરી ઘણુંજ થોડા શારીરિક જોખમે કરી શકેછે, પણ અગાઉ તો **એક માઇલ**ની ચાલવાની મુસાફરીમા તે કરતાં વધારે નુકશાન હતાં; વળી **બાષ્પયંત્ર** એવું છે કે; તેને પૂર્ણતાએ પહોંચાડી શકાય. પ્રત્યેક અકસ્માત એવી નવી સુધારણા સૂચવે છે કે, ભવિષ્યમાં તેવી જાતનો અકસ્માત ફરીથી ન થાય. અર્વાચિન સમયમાં જુની ડાકગાડી અને વહાણની રીતિ પૂર્ણતાએ પહોંચી છે, અને એવું લાગે છે કે, આથી સરસ થઇ શકે નહિ એટલા માટે **બાષ્પયંત્ર**પર એ આરોપ નિરર્થક છે.

વળી **મુદ્રાયંત્ર** પર ઘણાજ મહાન્ દોષોનો આરોપ મૂકી શકાય, કારણ કે, તે કોઇ વખતે જાનના કરતાં વિશેષ વસ્તુનોપણ નાશ કરે છે, એટલે કે, આબરૂનો અને આચારનો, ખોટાં લાઇબલો, પાપયુક્ત નિંદાઓ, અસત્ય ગપ્પાંઓ, એ સર્વનો **મુદ્રાયંત્રે**જ જન્મ આપ્યો છે. એજ સિદ્ધ કરેછે કે, તેણે નીચ અને ખરાબ અસરો કરી છે. ઘણાએક માણસો ઉપર તેનાથી એવાં ખોટાં આરોપો મૂકાયાં છે. અને એટલી તો ઘાતકી રીતે તેઓની નિંદા કરવામાં આવી છે કે, તેથી તેઓ નિરાશ થઇ ગયાં છે, એટલુંજ નહીં પણ કેટલાએક ગાંડા બની ગયા છે, અને કેટલાક આત્મહત્યા પણ કરી છે.

**વરાળયંત્રથી** થયેલી જાનની ખુવારીના કરતાં આ વિશેષ ખરાબ નથી?

અને હવે **વરાળયંત્રની** વિરૂદ્ધમાં ગતવક્તાએ જે બીજો આરોપ મૂકયો છે; તેના સંબંધમાં હું એક બે શબ્દ બોલવા માગુંછું. એટલે કે, તેણે માણસની મજુરીને હાંકી કાઢી છે, તે વિષે હું બોલીશ. પ્રિયજનો, આ વાત હું નામંજુર કરૂંછું. **વરાળયંત્રે** મજુરી હાંકી કાઢવાને બદલે ઉલટી વધારી છે. એ ખરૂં છે કે, તે જૂની રીતિ કરતાં વિલક્ષણ જાતની છે; પરંતુ તેથી મોટા અને સારા નવા ધંધાઓ નીકળ્યા છે. રેલવેઓ, બાષ્પયંત્રો, ગાડીઓ, આગબોટો અને રસ્તાઓ, બનાવવામાં જેટલી મનુષ્યની મજુરીનો ખપ પડેછે, તેના પ્રમાણુમાં **બાષ્પયંત્રોએ** બહુજ જૂજ મહેનતને હાંકી કાઢી છે. વળી અત્યંત છેટેના દેશોની સાથે આપણો વ્યવહાર તેની સહાય્યતાથી ચલાવી શકીએ, એવી સ્થિતિમાં તેણે આપણને મૂકેલા હોવાથી આપણે બનાવેલા માલનો ખપ ઘણોજ જાગ્યો છે, અને સારા વિચારવાન્ પુરૂષોથી એમ ધારવામાં આવ્યું છે કે, આપણા **બાષ્પયંત્રથી** ચાલતાં કારખાનાંઓમાં અગાઉ માલ બનાવવામાટે જેટલાં માણસો રોકવામાં આવતાં હતાં તેના કરતાં વધારે માણસો તેની દેખરેખ રાખવા માટે હાલ રોકવામાં આવે છે. આટલો ખુલાસો આ મોટા આરોપને માટે બસ થશે તેમ માનુંછું.

**દશમો વક્તા.**—બંધુજનો, ભૂતળ ઉપર મનુષ્ય વર્ગની ઉન્નતિનાં સાધનોમાં **બાષ્પયંત્રને** હુ સૌથી મુખ્ય ગણુંછું.

અદ્યાવધિ જ્ઞાત શક્તિઓમાં એ મહત્તમ છે; અને લઘુ તથા બૃહત્ કાર્યોમાં એનો ઉપયોગ એટલી બધી અસંખ્ય રીતિઓથી થાયછે કે, તે શક્તિદ્વારા અતઃપર શું નહિ થઇ શકે એ કહેવું અશક્ય છે. કૃષિકર્મ, સઘળી કળાઓ, અથવા મનુષ્યના ભોગ્ય પદાર્થોનું કોઇ પણ એવું અંગ નથી કે જેની વૃદ્ધિ અને સુધારણા એણે કરી નથી.

ઘણાક પ્રકારે તો એ **નીતિદાતા** પણ છે; પરંતુ; મુખ્ય કરી આ વિષયોમાં છે. એ ભિન્ન ભિન્ન ખંડોના મનુષ્યોને પરસ્પરના સહવાસ અને સંબંધમાં લાવી મૂકેછે. એ શક્તિદ્વારા આપણે અજ્ઞાત દેશો વિષે પ્રવાસ કરીએ છીએ, ત્યાં આપણને મૂર્ખ અને પશુવત્ જંગલી લોકોનો સમાગમ થાયછે, તેમની જોડે પણ આપણે સહવાસ કરીએ છીએ, તેમને શિક્ષણ આપીએ છીએ, સભ્ય કરીએ છીએ; ઇશ્વર સંબંધી તેમને જ્ઞાન આપીએ છીએ, અને અંતે એક અજ્ઞાત કિરાતને[1] આપણે એક બંધુ અને મિત્ર કરી શકીએ છીએ.

**બાષ્પયંત્રે** પ્રવાસને સુલભ કરી આપવાથી મનુષ્યોને દેશાંતર વાસ કરવાને ઉત્તેજન મળેછે; અને તેથી કરીને પૃથ્વીઉપર લોકોની વસ્તિ સમ પ્રમાણમાં થાયછે. અતિ વસ્તિવાળા દેશોમાં લોકો કમી થઇ જાય છે, નિર્જન દેશોમાં મનુષ્યો જઇને નિવાસ કરેછે, આ પ્રકારે વન્યભૂમિને વિષે સુધારણાનો પ્રવેશ થાયછે, ગ્રામ્યતાનું નિકંદન થાયછે, અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ પુરૂષાર્થ ચતુષ્ટયનો પૃથ્વીના દૂરના દેશવાસીઓ પણ લાભ લઇ શકેછે.

**અગીયારમોવક્તા.**—બાંધવો, આ વિષયનું આટલું ઘર્ષણ થયા છતાં પણ હું હજી એવું માનુંછું કે, **બાષ્પયંત્ર** કરતાં **મુદ્રાયંત્ર** આપણને વધારે લાભકારી છે. પૂર્વ કરતાં સાંપ્રત કાળમાં પ્રવાસની સુગમતા થઇ છે એ વાત આપણે ગ્રહણ કરીએ, પરંતુ સર્વ જનો કંઇ પ્રવાસીઓ થઇ શકતા નથી, તેથી કરીને જે પુસ્તક વિદેશોનું વર્ણન કરેછે, તે પુસ્તક ત્યાં જવાને મનુષ્યોને જે યંત્ર શક્તિમાન કરેછે તેના કરતાં વધારે ઉપયુક્ત છે. જ્યારે એક મનુષ્ય વિદેશ ગમન કરી શકેછે, ત્યારે સહસ્રને તદ્દેશ સંબંધી વૃત્તાંત વાચવાની સંધિ માત્ર મળેછે. માટે પુસ્તકોથી સહસ્રાવધિઓને લાભ થાય છે અને પ્રવાસથી માત્ર પ્રવાસીઓનેજ લાભ થાયછે.

---

[1] ભીલ

એ સત્ય છે કે **મુદ્રાયંત્ર** દોષનો પ્રકાશ કરે છે, અને તે પણ થોડો ઘણો નહિ, પણ દોષમાંથીજ તેનું નિરાકરણ થાય છે. દોષ પ્રત્યે લોકલક્ષનું આકર્ષણ થાય છે, તત્સંબંધી લોકવિચાર જાગૃત થાય છે, દોષનું જ્ઞાન થાય છે અને તેનું એવી રીતિએ છેદન કરવામાં આવે છે કે, તેના પુનરૂદ્ભવનો સંભવ પણ રહેતો નથી.

જે વખતે **મુદ્રાયંત્ર**ની શોધ થઇ તે વખતે ખ્રીસ્તિધર્મનો પ્રસાર કરવામાં, ધર્માંધતાનો પરાભવ કરવામાં, અને ખ્રીસ્તિધર્મની સુધારણા કરવામાં તેણે જે મહત્ સેવા બજાવી છે, તેનું જ્યારે હું સ્મરણ કરૂં છું, ત્યારે આપણા પ્રતિ તેનો ઉપકાર મને અગણનીય ભાસે છે, અને તેવા ગુણોનો અધિકારી જ્યારે અન્ય કોઇ નિકળી આવે, ત્યારે આપણને એનું વિસ્મરણ થવું જોઇતું નથી. તે શોધના સમયના વિદ્યમાન એક નામાંકિત મનુષ્યના વચનોનું અત્રે હું જો અવતરણ કરૂં તો મને ક્ષમા કરશો. તે ગૃહસ્થ તે **જાન્ ફૉકસ** છે. તે કળા સંબંધી તે બોલતાં કહે છે કે:—"**મુદ્રાયંત્ર**થી ભાષાઓનું જ્ઞાન થાય છે, વિદ્યા વૃદ્ધિ પામે છે, વિવેક વધે છે, પુસ્તકોનો પ્રસાર થાય છે, ધર્મગુરૂઓના ઉપદેશો વંચાય છે, ધર્મગ્રંથ દ્રષ્ટિગોચર થાય છે, વાર્ત્તાઓ પ્રકટ થાય છે, ભિન્ન ભિન્ન વસ્તુની તુલના થાય છે, સત્ય તરી આવે છે, અસત્ય પકડાઇ આવે છે, અને સર્વ હસ્તામલકવત્[1] જણાય છે. આ સઘળો તે **મુદ્રાયંત્ર**નો પ્રતાપ છે. તેટલા માટે મને એવું ભાસે છે કે, કિંવા તો **પોપે મુદ્રાયંત્ર**નું નિકંદન કરવું જોઇએ, અથવા તો તેણે પોતાનો રાજ્યાધિકાર ચલાવવાને વાસ્તે નવીન સૃષ્ટિ શોધવી જોઇએ; નહિ તો **મુદ્રાયંત્ર**દ્વારા **ખ્રીસ્તિ** લોકોને જે જ્ઞાન થયું છે, તેથી કરીને **મુદ્રાયંત્ર** એનો નાશ કર્યા વિના રહેશે નહિ. પરંતુ **પોપે** તેના સમાજ સહવર્ત્તમાન એટલું તો લક્ષમાં રાખવું જોઇએ કે મુ-

---

૧ હથેળીમાં આમળો દેખાય તેમ.

દ્રાયંત્રના જ્ઞાનદીપથી ખ્રીસ્તાનુયાયીઓએ સત્યાસત્યનો ભેદ જાણવાને વાસ્તે પોતાનાં ચક્ષુઓ ઉઘાડવા માંડયાં છે, અને સારાસારનું જ્ઞાન થવા પોતાની મનશક્તિનો ઉપયોગ કરવા માંડયો છે. હવે તે પોતાની ધર્મજાળની અંદર પૂર્વની પેઠે અદૃશ્ય રહી શકશે નહિ, પરંતુ તેનાં કુકર્મો હવે પ્રકટ થઇ જશે.

" પોતાનું રાજ્ય નિષ્કંટક થાય એવું વિચારીને પોપે સ્વસત્તાથી જોકે પહેલાં જૉન્ હસ્ તથા જેરોમ્નાં મુખ બંધ કર્યાં, તથાપિ ઈશ્વરે જૉન્ હસ્ અને ઇતરોનાં સ્થાને ઉપદેશ કરવાને મુદ્રાયંત્રને ઉત્પન્ન કર્યું જેથી તેઓની ઉક્તિઓનો પ્રતિબંધ કરવાને પોપને પોતાની સર્વ શક્તિસહિત સામર્થ્ય નથી. આ મુદ્રાયંત્રની કળા શેષનાગની સહસ્ત્ર જિહ્વાની પેઠે ભૂમંડળની સઘળી પ્રજાઓ અને દેશોની સમક્ષ ખ્રિસ્તી ધર્મ મતનો ઘોષ કરી રહી છે; અને જે એક મતની પ્રેરણા એક મનુષ્યને વિષે થાય છે, તે સર્વમાં વ્યાપી જાય છે, તેથી જે જ્ઞાન એક પ્રજાને પ્રાપ્ત થાય છે, તે સર્વને પ્રકટ કરવામાં આવે છે."

પ્રાચીન કાળના એક વિદ્વાનના આ ઉત્તમ અભિપ્રાયો, આપણ અર્વાચીન લોકોના લક્ષને અયોગ્ય કદાપિ નહિ ગણાય.

**પ્રવેશક**—( ઉત્તરમાં ) હવે જે સિદ્ધાંતપર આપણે આવતા જણાઇએ છીએ, તે એ છે કે, મુદ્રાયંત્રે સામ્પ્રતકાળની માનસિક અને નીતિ સંબંધી સુધારણાના મ્હોટા ભાગોને ઉત્પન્ન કર્યાં છે, અને બાષ્પયંત્રે તેઓનો પ્રસાર અને વૃદ્ધિ કર્યાં છે. આ બેમાંથી પ્રધાનપદ કોને આપવું ? જો એકને આપીએ તો બીજાને ઈર્ષા ઉત્પન્ન થાય. પ્રથમની અવગણના કરી, દ્વિતીયને મુખ્ય સ્થાન આપવું, એથી આપણે ઉભયના કૃતઘ્ન થઇએ છીએ, તથાપી તો મને ભાસે છે કે, આપણે એમ કરવુંજ ઘટે છે.

જ્યાં એકલા મુદ્રાયંત્રે એક માણસને લાભ કર્યો છે, ત્યાં બાષ્પયંત્રે સમુદાયોને લાભ કરેલો દર્શાવવામાં આવ્યો

છે. **મુદ્રાયંત્ર** પણ માત્ર મનને (તે પણ અપ્રત્યક્ષ) હિતકારી છે. **બાષ્પયંત્ર** મનની સાથે તનનું પણ હિત કરે છે.

પુનઃ **મુદ્રાયંત્રને** ઉત્પન્ન થયે કેટલાક શતકો વ્યતીત થઇ ગયા છે, અને તેની સર્વ શક્તિઓ જ્ઞાત થઇ ચુકી છે, પરંતુ **બાષ્પયંત્રની** શોધતો હમણાંજ થઇ છે, અને તેનાં એવાં તો અલૌકિક પરિણામ થશે કે જેનું સ્વપ્ન પણ આપણને ભાગ્યેજ થયું હોય, તેનો ઉપયોગ તો સાર્વત્રિક છે. એવી વસ્તુ કોઇ નથી કે જેની સાથે એનો યોગ કરી શકાય નહિ. ગતવક્તાએ **મુદ્રાયંત્રના** પક્ષમાં કોઇ એક પ્રાચીન વિદ્વાનના વચનોનું અવતરણ કર્યું હતું. **બાષ્પયંત્રની** પક્ષમાં હું પણ એટલાજ મહાન્ અર્વાચીન ગ્રંથકારનાં વચનોનું પ્રમાણ આપું છું.

"જે અદ્ભુત સામર્થ્ય **બાષ્પયંત્રનું** છે, અને જે સુગમતા, સૂક્ષ્મતા, અને વશ્યતાથી એનું ન્યૂનાધિક્ય, પ્રસાર અને યોગ કરવામાં આવે છે, તેથી કરીને તથા તેના બળ અને કુંચનીયતાને લીધે તે એક રાક્ષસી વસ્તુ થઇ પડી છે. તેની સાથે એક હાથીની શુંઢ કે જેના વિષે એક સૂક્ષ્મ સૂચીગ્રહણ કરવાની, તથા વિશાળ વૃક્ષોનું ઉન્મૂલન તથા વિદારણ કરવાની શક્તિ છે તેની તુલના પણ વ્યર્થ છે, તે વૃક્ષો નીચે પાડી શકે છે, વજ્રપ્રાય ધાતુઓનું ચૂર્ણ કરી શકે છે; તે એક કેશ જેવો સૂક્ષ્મ તંતુ તોડયા વગર કાઢી શકે છે, તથા એક ૧તૂલ પેઠે મહાન યુદ્ધનૌકાઓને૨ આકાશમાં ઉંચી કરી શકે છે. તે સૂક્ષ્મ વસ્ત્રો ઉપર ભરતકામ કરી શકે છે તથા તુરતજ તે ઘડી શકેછે; અને તીક્ષ્ણાયસના૩ પટ્ટખંધો કાપી શકે છે, તથા ભારયુક્ત નૌકાઓને વાયુ તથા સમુદ્ર ઉપર વિજય કરી તેમને ગતિ આપેછે."

આ વાદનો નિર્ણય હવે આપ સર્વના અભિપ્રાય ઉપર છે.

---

૧ પુમડું. ૨ Man of war; મનવાર. ૩ સખત લોઢાના

# વિષય ૪ થો.

## "હાલમાં વધતો જતો સુધારો માણસોની નીતિમાં પણ વધારો કરેછે કે કેમ?"

**પ્રવેશક.**—મહાનુભાવ આર્ય અધ્યક્ષ સાહેબ, અને સુજ્ઞ શ્રોતાજનો! આપણે આજે જે વાદપર ઉતરવા માગીએ છીએ, તે વાદ મારા વિચાર પ્રમાણે આપણને ઘણોજ કીમતિ અને ઘણોજ લાભપ્રદ થયાવિના રહેશે નહિ, કારણ કે તે વાદની અંદર કેટલાએક અત્યંત ઉપયોગી સિદ્ધાંતોનો સમાવેશ થઇ જાયછે, એટલુંજ નહિ પરંતુ તે વાદની યોગ્યતા આપણને કોઇ એવા પરિણામપર લાવી મૂકશે કે જેનો આપણી આખી જીંદગી સાથે અને આપણા સમગ્ર આચાર-વિચાર સાથે અત્યંત નિકટ સંબંધ છે.

ત્યારે આપણે સિદ્ધ કરવાની બાબત એ છે કે **"હાલમાં વધતો જતો સુધારો માણસોની નિતિમાં પણ વધારો કરેછે કે નહિ?"** અથવા વિશેષ સરલ શબ્દોમાં કહીએ તો જ્ઞાન કે માહિતી આપણને સદ્ગુણી બનાવેછે યા નહિ? આ વાતનો સ્વિકાર કરીયે કે જ્ઞાન માણસને નિતિયે દોરેછે તો આપણી શક્ત્યાનુસાર દરેક ઉપાય યોજી આપણા જાતિબાંધવોનું માનસિક શિક્ષણ વધારવું એટલે કે જ્ઞાન આપવું એ આપણી અવશ્ય ફરજ છે. પરંતુ એ સવાલનો જવાબ "ના" એમ કહીએ એટલે કે જ્ઞાન નીતિને વધારતું નથી, તો આ કાળમાં વિશેષે કરી અત્યંત ઝળકી રહેલાં બુદ્ધિજ્ઞાન યા મતિજ્ઞાનને માટે લોકોને જે કાંઇ અદ્ભૂત જાતની ક્ષુધા આજકાલ વ્યાપી રહી છે, તે ક્ષુધા મટાડવાને આપણે સહાયભૂત થવા પહેલાં જરા ધીરજથી વિચાર કરવો જોઇએ

કારણ કે, એવા જ્ઞાનથી કાંતો અત્યંત રૂડું યાતો ઘણુંજ ભૂરૂં પરિણામ આવ્યા વિના રહેવાનું નથી એ નિઃસંદેહ કરી માનશો.

પ્રિય બાંધવો, **નીતિ** એ શબ્દનો અર્થ હું સદાચરણ કે સારૂં આચરણ સમજું છું; અને જે આચરણની વિવેક અને સદ્ગુણની સાથે નિરંતર એકતા હોય તેનેજ હું **નીતિ** માનું છું. હું લોકાચાર કે લોક રૂઢીને માત્ર અનુસરી આપણું વર્ત્તન રાખવું અથવા કેવળ નીતિના કાનુનોનેજ અક્ષરશઃ વળગી રહેવું અને વિવેકનો વિચારજ ન રાખવો એને નીતિ કહેવાનો મારો આશય નથી. લોકાચારને નીતિ કહેવામાં આવે તો સ્વાર્થવૃત્તિ કે દાંભિકવૃત્તિના ઉદ્ભવનો સંભવ રહે છે; અને એ વૃત્તિયો ઉત્પન્ન થઇ તો, પછી બહારથી અત્યંત અનિંદ્ય જન પણ અંદરખાનેથી ઘણોજ નીચમાં નીચ અને અધમમાં અધમ માણુસ થયા વિના રહે નહિ. નીતિનો અર્થ હું એવો સમજું છું કે વસ્તુતઃ સત્ય તત્વમાંથી સ્ફુરી આવતું સદાચરણ અને આ સ્વાલ પૂછવામાં મારી જીજ્ઞાશા એ છે કે સુધારાની વૃદ્ધિ એ નીતિની વૃદ્ધિ કરી છે યા નહિ? એજ મારે નક્કી કરવુ છે. મગજ અને હૃદયની વચ્ચે શો સંબંધ છે? મને એમ લાગે છે કે એ સમજવાનો સર્વથી સુગમ માર્ગ એ છે કે જે વિષયનો મેં [1]ઉપન્યાસ કર્યો છે તે વિષય પર સભ્યતાથી વાદ-વિવાદ કરી નિર્ણયપર આવવું.

હાલમાં બે માંથી કોઇ પણ પક્ષ લેવાને મારી મરજી નથી. કારણ કે મારે ખુલ્લે દીલે કહેવું જોઇએ કે હું અહીં કંઇ શીખવવાને નથી આવ્યો પણ શીખવાને આવ્યો છું. એટલા માટે આ વિષય ખૂબ સરલ કરવાને, તેમજ તેને મારાથી બને એટલી સારી આકૃતિમાં મૂકવાને મેં કંઇક શ્રમ કર્યો છે; અને મને આશા છે કે મારા પછીના ભાષણ કરનારાઓ આ વિષયનો જે અર્થ હું જણાવતો ગયો છું તેજ અર્થને

---

૧ ઉપોદ્ઘાત.

અનુસરીનેજ પોતાનો વાદ ચલાવશે. હાલ તરત આટલો ઉપોદ્ઘાત કરી મારા બીજા મિત્રોના વિચાર સાંભળવાને બેસી જાઉં છું.

**બીજો વકતા.**—પ્રિય સભ્ય જનો, આ વાદના પ્રવેશકે આજના વિષયના ઉપયોગીપણા વિષે જે અભિપ્રાય આપ્યા તેની સાથે સંપૂર્ણ એક મત થઇને આ સભાસમક્ષ થોડાએક શબ્દો બોલવાને હું પણ આપ સજ્જનોની રજા લઉં છું.

મારા મનનું વલણ મને એમ કહેવરાવે છે કે, " **હાલમાં વધતો જતો સુધારો, માણસોની નીતિમાં વધારો નથી કરતો.** " જ્ઞાન અને સુજનતા વચ્ચે કોઇ પણ જાતનો સંબંધ હોય એમ હું સમજી શકતો નથી. જ્ઞાન એ મગજની શકિત છે અને સદાચાર એ હૃદયનો વિવેક છે. હવે જેમ હૃદય અને મગજ એક બીજાથી જુદાં છે. તેમ જ્ઞાન અને સદાચાર પરસ્પર એક બીજાથી પરિપૂર્ણ રીતે ભિન્ન છે. તમે જોશો તો માલૂમ પડશે કે ઘણા વિદ્વાન માણસોજ ઘણા દૂરાચારી હોય છે, પરંતુ જે કેવળ અજ્ઞાન છે, તેવા માણસો સદ્ગુણી, સદાચાર, અને સત્યવાદી માલૂમ પડી આવશે. જો આજના સ્વાલનો જવાબ એમ હોય કે " **સુધારાના વધારા સાથે માણસોની નીતિમાં પણ વધારો થતો જાય છે** " તો સર્વથી વિશેષ બુદ્ધિમાન માણસો, અને વસ્તુમાત્રની વધારામાં વધારે માહેતી ધરાવનારા જ્ઞાની માણસો સારામાં સારા, અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોવા જોઇએ, પરંતુ મોટી દીલગીરીની વાત છે કે, એ પ્રમાણે કંઇ જોવામાં આવતું નથી. ખરી વાતતો કંઇ આમ જણાય છે કે જે જ્ઞાનમાં વૃદ્ધિ પામેલો, તે નીતિમાં અધમમાં અધમ; કારણ કે અત્રે એવું વારંવાર બને છે કે જ્ઞાનીમાં જ્ઞાની માણસ તે નીચમાં નીચ માણસ આપણી નજરે દેખાઇ આવે છે, ઇતિહાસ આપણને ઘણાંજ વિખ્યાત ઉદાહરણો દાખવે છે. આતું અત્યંત

ાંકિત દ્રષ્ટાંત **લૉર્ડ બેકનનું** છે. કાણુ ના પાડશે કે આ
ણસની બુદ્ધિ અદ્દ્ભૂત રીતિયે વિશાળ નહિ હતી ? એના
નાવિધ વિષયના જ્ઞાનની કોણુ બરોબરી કરી શકે એમ
? એવી અનુપમ વિચક્ષણુતા કોનામાં હતી ? તથાપિ તેનું
ાતિ વર્ચસ્વ એટલું બધું શિથિલ હતું કે જે ન્યાયાસનપર
ન્યાય કરવાને બિરાજતો હતો, તેજ ન્યાયાસનને ભ્રષ્ટ કરી
ણે રૂશવત લીધી હતી; વળી, જેના સહાયથી તે ઉંચી પ-
ીએ ચડયો તેનુંજ ઘર તેણે ભાંગ્યું હતું. અને જે જ્ઞાનબળે
ાર્તિના ઉચ્ચ આસનપર બેઠો, તથાપિ તે અપયશ અને
ાજ્જાસ્પદ કાર્યમાં પડવાથી નીચાજોણું પામ્યો. આ આ-
ાણુને એમ દેખાડે છે કે બુદ્ધિ અને સુજનતા અથવા જ્ઞાન
મને સદાચારની વચ્ચે કોઈ આવશ્યકનો સંબંધ હોવોજ
જોઇએ એ નક્કી નથી, એટલે મસ્તકમાંથી હૃદયમાં જવાનો
કાઇ પાધરો રસ્તો નથી. આપણે માનતા આવ્યા છીએ, તેમજ
આપણા તર્કનું પણ એજ નિશ્ચિત પરિણામ આવે છે કે, **ચાર્વાક**
દુર્જય મનોબળનો યા બુદ્ધિબળનો ધણી હતો; પરંતુ આપણે જા-
ણીએ છીએ કે તેમાં સત્ય, સદાચાર, સદ્દ્ગુણનો અંશમાત્ર પણ
નહિ હતો; એ ઉપરથી અનુમાન થાયછે કે બુદ્ધિ, જ્ઞાન, કે ડહાપણુ,
અગાધ અનીતિ સાથે સમગ્ર રીતે એકતા ધરાવે છે. તે ઉપરાંત
જ્યારે આપણે જોઇએ છીએ કે કેવળ બુદ્ધિનું વલણુ ભ-
લાના કરતાં ભુંડા તરફ વિશેપ છે, તો આપણુને **પ્રવેશકે**
જે પ્રશ્ન પૂછયો છે, તેનું ઉત્તર આમ આપવામાં કંઇ પણ
વાંધો જેવું નથી કે, ' નીતિએ સુધારાની સાથે વધવુંજ જો-
ઇએ એવો કંઇ નિશ્ચિત નિયમ હોઇજ શકે નહિ.'

**ત્રીજો વક્તા.**—પ્રિય સભ્યજનો, યદ્યપિ પ્રસ્તુત વાદના
સંબંધમાં મારો ઘણોજ જૂજ અનુભવ છે, તથાપિ મારા સાં-
ભળવામાં એમ આવ્યું છે કે, એક કલ્પના દેખાવમાં અત્યંત

સુંદર અને ખરી લાગે એવી હોય, તથાપિ વસ્તુતઃ તે સત્યથી વિરૂદ્ધ હોય. એ પરથી મને એમ લાગેછે કે ગતવક્તાએ પ્રદર્શિત કરેલી કલ્પનાનો આ છેલ્લા વર્ગમાં સમાવેશ થાયછે: કેવળ કંઇ અસત્યજ નથી; તેમ કેવળ કંઇ સત્ય પણ નથી.

કલ્પના આપણે ગમે એટલી કરિયે તથાપિ એતો નિઃસંશય છે કે, જેમ જેમ જગત્ સુધરતું ગયું, તેમ તેમ તેની નીતિ સારી થતી ગઇ. નીતિના ગમે તે દેશમાં[1] તમે તપાસો, તથાપિ જેમ જેમ તેનો ઇતિહાસ તમે જોતા જશો, તેમ તેમ તેમાં સુધારાપર સુધારો થતો જતો માલુમ પડશે. રાજ્યનીતિમાં જુઓ, આ આર્યાવર્ત્ત ઉપર મુસલમાની રાજ્યકાળની વખતે સ્થળે સ્થળે નિર્બળપર બળવાનનો બલાત્કાર ચાલી રહ્યો હતો, અને પાણીની પેઠે લોહીની નીકો ચાલતી. હાલ તમે જોશો તો સઘળે સ્થળે શાંતિ અને સમૃદ્ધિનો પસાર થઇ રહ્યો છે. પૂર્વકાળમાં સકળ પ્રજાઓમાં પરસ્પર યુધ્ધો થતાં હતાં, હાલ યુધ્ધો જોકે હયાત છે તથાપિ ઘણાંખરાં નાબૂદ થઇ ગયાં છે. તમો ઇતિહાસ જોશો તો જણાશે કે, કાયદા એ કંઇ નહિ, પરંતુ એક પ્રજાપીડનની પરંપરા હતી; હાલ તે સત્ય અને વ્યાજબી ન્યાયનાં વચનો થયાં છે, અને રફ્તે રફ્તે થતાં જાય છે, એક વખતે બાદશાહો, જ્યારે સ્વતંત્ર, અને આપ અખત્યાર હતા, તેમજ પોતાની મરજીમાં આવે ત્યારે પોતાની પ્રજાના લોહીની પાણીની માફક નીકો ચલાવતા હતા, એટલુંજ નહીં પરંતુ જ્યારે તેઓના મગજમાં એવો ફાંટો આવતો કે રૈયતને લૂટી લેવી, ત્યારે તેઓ નિર્દયપણે પ્રજાને લૂટી લઇ પાયમાલ કરતા અને તેમ કરતાં પ્રજાના પ્રાણ જાય તથાપિ તેઓને રતિમાત્ર પણ પશ્ચાતાપ થતો નહિ હતો. પરંતુ “ **હાલ આપણા નામદાર શાનશાહ પણ આપણી રજા વિના આપણા ઘરમાં પોતાનો પગ**

[1] ભાગમાં

**મૂકી શકશે નહિ, એમ તમે સારી પેઠે જાણતા હશો.''** રાજાઓ માત્ર હાલ આપણા જેવા સાધારણ માણસો છે, તેઓ આપણા જેટલાજ કાયદા અને ન્યાયના જવાબદાર છે, અને વ્યાજબી કારણ જણાવ્યા વિના કંઇ પણ ખોટું કરી શકે એમ નથી. અહો આવો ફેરફાર શાથી થયો? અલબત હું કહીશ કે સુધારાથીજ. માણસોને આગળ જે જ્ઞાન હતું, તેના કરતાં હવે તેઓનું જ્ઞાન ઘણું વધ્યું, અને તેથી તેઓ આગળ વર્તતા હતા તેના કરતાં હવે વધારે સારી રીતે વર્તવા લાગ્યા. વિદ્યાથી લોકો સારી હાલતમાં આવતા ગયા. અર્થાત્ વિદ્યાથી સુધારણા થઇ અને સુધારણાથી લોકોમાં નીતિનો પ્રવેશ વધતો ગયો. પ્રિય મિત્રો આપણી સમક્ષ રજુ થયેલા ઉપયોગી વિષયપર મારો તો આવો અભિપ્રાય છે કે, **વધતો જતો સુધારો નિતિને પણ વધારે છે.**

**ચોથો વક્તા.**—પ્રિય શ્રોતાજનો, ગતવક્તાના ભાષણના મુખ્ય ભાગપરથી એમ સિદ્ધ થાયછે કે હાલના વૃદ્ધિંગત સુધારાની અને સુધરેલી નીતિ વચ્ચે **સમાનતા** કે **એકતા** છે, અર્થાત્ સ્વરૂપે બન્ને **સરખાં** છે, તથાપિ તેણે એવું કોઇ પણ રીતે દાખવ્યું નથી કે તેઓ વચ્ચે કંઇ **સંબંધ** છે, અર્થાત્ વધેલો સુધારો નીતિ સાથે લગ્નની ગાંઠથી જોડાયો છે. જેમ સુધારો આગળ વધ્યો, તેમ નીતિ પણ આગળ વધી; પરંતુ આપણે હમણાજ જોશું કે જેમ **નિતિએ** સુધારાને પણ સુધાર્યો છે, તેમ સુધારાએ નીતિને પણ સુધારી છે.

પ્રિય મિત્રો, આપ યૂરોપનો ઇતિહાસ જોશો તો માલૂમ પડશે કે, જ્યારે તેઓમાં ધર્મનું નામ પણ નહિ હતું ત્યારે તેઓની નીતિ કેવી હતી અને હાલ કેવી છે? તેઓ નીતિ એ શું છે તે બીલકુલ સમજતાજ નહિ, કેવળ તેઓ જંગલી હતા અને હાલ કોણ ના પાડશે કે તે કાળની અપેક્ષાએ યૂરોપીયનોની નીતિ પણ નથી સુધરી? મને એમ નથી લાગતું કે તેઓમાં

ક્રિશ્ચિયાનીટી દાખલ થઇ તે પહેલાં તે લોકો કંઇપણ સુધરેલા હોય, પ્રથમ ધર્મ આવ્યો, અને ધર્મપુસ્તકોનાં જૂદી જૂદી ભાષામાં ભાષાંતર થયાં, ને લોકોમાં તે સમજાયાં; પછી ઘણેક કાળે તેઓમાંથી લડાઇઓ જવા લાગી. રાજાઓ કંઇ માણસાઇમાં આવવા લાગ્યા, કાયદાઓ બંધાયા, તેમાં પણ વખતો વખત જોઇએ તેવા સુધારા થવા લાગ્યા, અને છેવટે શાંતિનું રાજ્ય સર્વત્ર શરૂ થતું હોય તેવાં ચિન્હ દેખાવા લાગ્યાં.

લોકોમાં સદાચાર પ્રસરવાનું કારણ ધર્મપ્રવૃત્તિ છે, એ સહેલાઇથી દેખાડી શકાય એવું છે, પરંતુ સુધારાની પ્રવૃત્તિથી સદાચાર આવે છે એ બતાવી આપવું મુશ્કિલ છે. શાંતિ, ન્યાયવૃત્તિ, નમ્રતા, મિતવ્યયતા, ઇત્યાદિ અનેક સદ્ગુણો ધર્મનાં સિદ્ધાંતો છે. પરંતુ સંસાર વ્યવહારમાં કુશળતા, જ્ઞાનકૃતબુદ્ધિ, સ્વાભાવિક બુદ્ધિ, અને વિદ્યા, એ કંઈ એવાં સાધનો નથી કે, જેથી ધર્મપુસ્તકો પોતાનાં સિદ્ધાંતો ફેલાવી શકે; જગતમાં અતિ વિશાળ બુદ્ધિની કંઇ અપેક્ષા નથી; પરંતુ વિશુદ્ધિની ઘણી અપેક્ષા છે, ઘણી વિદ્યાની જરૂર નથી પણ ઘણા સદાચારની અગત્ય છે, એમ ધર્મ સિદ્ધાંતો નિરંતર નિર્ઘોષ કરી રહ્યાં છે; અને એજ નીતિ તેના રહસ્યરૂપે પ્રકટ કરી રહ્યાં છે; તથાપિ જેઓના હૃદય ધર્મજ્ઞાનથી નિર્મલ, તેજસ્વી, અને પરિપક્વ થયાં છે, તેઓજ ખરેખરા ધર્મ અને નીતિના ઉપદેશકો છે.

પણ સુધારાએ તો ખરૂં જોતાં ઘણો અનર્થ કર્યો છે. તેણે સત્યની સાથે અસત્યનો પણ ફેલાવો કરી મક્યો છે, ઠામ ઠામ મોજશોખનો પ્રવેશ કરાવ્યો છે, અને વિશુદ્ધતા કે સદ્ગુણ વૃત્તિને શિથિલ કરી નાંખી છે; તેમજ જગતને પ્રપંચી, કપટી, અહંકારી, અને દાંભિક બનાવી દીધું છે. જંગલી હાલતમાં આજ કાલના જેટલી ધૂર્તતા, કપટભાવ, કે આટલું અસંયતેંદ્રિયપણું નહિ હતું, પરંતુ હાલના સુધરેલા મંડળમાં આ દુર્ગુણોની હવે ક્યાં ખોટ છે. પ્રિય સભ્યજનો, મારો

એવો અભિપ્રાય છે કે જ્ઞાન બાહુલ્યમાં કંઇ જીવન સર્વસ્વ આવી ગયું નથી.

**પાંચમો વક્તા.**—પ્રિય બંધુજનો, લોકોને માણસાઇમાં લાવવા અથવા તેઓના અંતઃકરણને નીતિમાન કરવામાં ધર્મજ્ઞાને જે વિશાળ સામર્થ્ય ખર્ચ્યું છે, તેને હું નાકબુલ કરતો નથી; પરંતુ સુધારામાં કે હાલ વધતી જતી લોકોની બુદ્ધિના વધારામાં પણ ઘણા ગુણો રહ્યા છે, એમ મારું નિશ્ચય કરી માનવું છે.

પ્રિય મિત્રો, હું તો સર્વદા એમ માનતો આવ્યો છુ કે સુધારા શબ્દમાં **ધર્મજ્ઞાન** પણ આવી જાયછે સુધારાનો એવો અર્થ થઇ શકે કે કોઇ પણ પ્રવૃત્તિ જે આપણને જંગલીપણામાંથી બહાર આણે તે. અને હું એમ ધારૂંછું કે સુધારાના અર્થની મર્યાદા માત્ર માનસિક જ્ઞાનમાંજ આવી જાયછે એમ કહેવું બેમુનાસબ છે હું એમ નથી માની શકતો કે માનસિક શક્તિયે, અર્થાત્ માણસની બુદ્ધિયે માણસ જાતની સ્થિતિનો સુધારો કરવામા કંઈ પણ ન કર્યું હોય મને એમ લાગેછે કે આ વિષયનો નિર્ણય કરવો તે સર્વજ્ઞ પરમેશ્વર જેણે આપણને ત્રણ પ્રકારનુ જીવન આપ્યું છે એટલે કે, શારીરિક, માનસિક અને આત્મિક તેના વિષે વિચાર કરવા જેવું છે. એક ગૃહસ્થનુ એમ બોલવું થયું કે મગજ અને હૃદય ( મન અને આત્મા ) બન્ને કેવળ જૂદી જૂદી અને ભિન્ન ભિન્ન વસ્તુઓ છે પ્રિય મિત્રો, હુ આ વાત માન્ય કરી શકતો નથી તેઓ બન્ને એકજ પ્રાણીના અંશ છે, અને તે બન્ને એક બીજાપર અત્યંત આધાર રાખી રહ્યાં છે મારો એમ કહેવાનો ઇરાદો બીલકુલ છે નહિ કે મગજે સમ્પાદન કરેલુ જ્ઞાન આપણા અંતઃકરણને નીતિવાન્ કરેજ. પરંતુ એ તો હું ખાતરી પૂર્વક માનુંછું કે હૃદય ઉપર મગજની અસર તો થાય છેજ. દૃષ્ટાંત તરીકે આપણુ અંતઃકરણ એ આપણને નીતિજ્ઞાનનો ઉપદેષ્ટા છે, અને જો આપણે અવળે માર્ગે

જાઇએ છીએ તો તે આપણને ઠપકો આપેછે, અને સવળે માર્ગે ચાલીએ તો તે આપણાં વખાણ કરેછે. હવે અંતઃક-રણે ખરાં ખોટાંના જ્ઞાનને માટે બુદ્ધિપર આધાર રાખવોજ જોઇએ; નીતિજ્ઞાન કેવળ બુદ્ધિદ્વારાએજ આવાગમન કરી શકેછે. બુદ્ધિનું મહત્વજ પરિપૂર્ણ રીતે નીતિનું માપ કરવાને યોગ્ય સાધન છે. જે મનુષ્યને બુદ્ધિ નથી, જે જડ છે, જે મૂર્ખ છે, તે નીતિને ધોરણે ખરેખરો જવાબદાર ગણાય નહિ; કારણ કે એ તો સ્પષ્ટ છે કે જે ખરૂં ખોટું સમજતો ન હોય, તે ખરૂંજ કરે એમ કેમ મનાય? તો ખરૂં અથવા ખોટું ક-રવું એ કેવળ આપણા બુદ્ધિજ્ઞાનપર આધાર રાખેછે. કારણ કે ખરૂં ખોટું પારખવાની શક્તિ જ્ઞાનમાંજ છે. તો આપણે એમ કેમ હિંમતથી કહી શકીએ કે અંતઃકરણપર મગજની કંઇ પણ અસર નથી થતી? આ મનુષ્ય જીવનનું જ્ઞાન એજ કંઇ સર્વસ્વ નથી, એ હું કબુલ કરૂં છું, પરંતુ જ્ઞાન એટલું તો કરેછે કે આપણી આંખો ઉઘાડે છે, અને આપણી જીંદગી કેવા પ્રકારની છે, તે દેખાડી આપેછે. આટલું બોલી હું આપ સજ્જનોની રજા લઇ મારી જગો ઉપર બેસુ છું.

**છઠ્ઠો વક્તા**—વિશેષ અનાર્યયુગની અપેક્ષાએ સાંપ્રતકાળે લોકનીતિમાં શી સુધારણા થઇ તેનું શોધન કરવાનો સર્વથી સરળ અને સુગમ માર્ગ એ છે કે આપણા ઋષિમુનિકૃત નીતિવાક્યો હસ્તમાં લેવાં અને નિરંતર તેમાં જોવું કે તે નીતિ-વાક્યોને લોકો કેવી રીતે પાળેછે. તેમા આપણાં ઉત્તમોત્તમ નીતિસૂત્રો છે, એમ સર્વ કોઇ માનેછે, અને તેથી તેઓ નીતિ-પરીક્ષામાટે સર્વથી શ્રેષ્ઠ કસોટીઓ છે

પ્રથમ તો નીતિવાક્યનેજ આપણે અનુસરીએ છીએ કે કેવળ મહત્સ્વરૂપ પરમાત્માની આગળ ઉપાસના કરીયે છીયે? નહિ. અરે! આપણે તો સકળ દેવસમાજના આરાધક છીએ, મ-નુષ્યવર્ગનો એક અત્યંત મોટો ભાગ ફક્ત દ્રવ્ય, કીર્તિ, યશ, અને સ્વાર્થનીજ સેવા કરે છે, તેનીજ ઉપાસના કરેછે, તે-

નીજ આરાધના કરે છે, અને અહર્નિશ તેનીજ સેવામાં પોતાનું જીવન ગાળે છે, એટલુંજ નહિ પરંતુ આખા જીવનનું સર્વસ્વ તેનેજ ગણે છે. ( આપણે ત્યારે આ વિષયમાં ફક્ત, ખીજડાને જોઇને, કે કોઇ પથ્થર યા લાકડાનો કટકો રસ્તામાં પડેલો જોઇને સાષ્ટાંગવત્ નમન કરનાર અજ્ઞજનોથી ભાગ્યેજ કંઇ શ્રેષ્ઠ હોઇયે એમ ભાસે છે. )

આપણે **" આપણા માતા પિતાને યથાવિધિ સત્કાર કરિયે છીયે ? "** પ્રિય સભ્યજનો, આ પ્રશ્ન પૂછતાં મને અત્યંત લજ્જા થાય છે, કારણ કે પિતાના અધિકારની આપણે કેવી અવગણના કરીએ છીયે ? શરમ છે, શરમ. કેટલાંબધાં વૃદ્ધ માતાપિતા પોતાના પુત્રમાટે અત્યંત કષ્ટ વેઠી પુત્રી પુત્રાદિને મોટાં કર્યા પછી, તેનાથીજ અપશબ્દો સાંભળે છે, અવમાનતા પામે છે ? કેટલા પુત્રો તેવાં માતાપિતાને પોતાના ઘરમાંથી જલદી વિદાય થતા જોવાને આતુર હોય છે ? મને કહેતાં બહુજ ખેદ થાય છે કે માતાપિતાની આજ્ઞા પુત્રોએ પાળવી જોઇએ તેને બદલે પુત્રોની અને તેની સ્ત્રિયોની આજ્ઞા માતાપિતાએ નહિ પાળવાથી તેઓનાપર લકુટપ્રહાર પડનો જોવાને પણ આ હતભાગ્ય મનુષ્યને પ્રસંગ મળ્યો છે. આ ઝળઝળતા સુધારાનું ધિક્કારવા યોગ્ય લક્ષણ છે; એટલુંજ નહિ પણ આ અત્યંત દુષ્ટમાં દુષ્ટ પાપાત્મક વર્ત્તન આજકાલ ઘણુંજ ઉભરાઇ ગયું છે.

अहिंसा परमो धर्मः મનુષ્યના સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ અહિંસાધર્મ ( દયા ધર્મ ) છે, એ નીતિવાક્યને આપણે અનુસરિયે છીયે ? નહિજ. એ ઇશ્વરી આજ્ઞાનો આપણે લક્ષાવધિ સ્થળે ભંગ કરિયે છીએ, યુદ્ધમાં વિજયને માટે, કીર્ત્તિનેમાટે, વખાણનેમાટે, સુવર્ણનેમાટે દ્રવ્યને માટે, વૈરનેમાટે, આહારનેમાટે, અધિકારનેમાટે અને તે ઉપરાંત બીજા અસંખ્ય મિષથી આપણે હિંસા કરિયે છીયે. અરે મહાશયો, સાંપ્રત સુધારાએ આપણને માટે જે કંઇ કરી રાખ્યું છે, તેની મોટી મોટી વાતો ક-

રવાનું માંડી વાળો અને હાલતો આવા જંગલીપણામાંથી છૂટો.
સાક્ષિણઃ સર્વદા સત્ય મૂચુઃ એ વળી એક નીતિ નિયમ છે.
અને આ નિયમને સર્વથી અધમ રીતિયે પાળવામાં આવે છે. કોણ
ખોટી નિંદાના ભોગ નથી થઇ પડયા? કોનાપર મિથ્યારોપ
નથી ચડાવવામાં આવ્યા? અતિદુષ્ટતારૂપી વિષથી પરિતૃપ્ત
થયેલી જીહ્વાએ શાં શાં અસત્ય ભાષણો નથી કર્યાં? ખોટા
સાક્ષિની આજકાલ ક્યાં ખોટ છે? અરે આપણને ખરા સાક્ષિયો
ક્યારે મળે છે? અહો પ્રિય શ્રોતાજનો, કદાપિ નહિ, અસ-
ત્યનો સાંપ્રત કાળમાં જેવો વિજય છે, તેવો કદાપિ નહિ હતો.
અને એ સત્યતાની ખ્યાતિ વધારનાર, અથવા આટલા
બધા ખોટા સાક્ષિ પૂરા પાડનાર આ સૂધારોજ છે, એમ ભાસે છે.

બીજાં નીતિવાક્યોને કેવી રીતે પાળવામાં આવે છે, એ પૂછ-
વુંજ હાસ્યાસ્પદ છે. જ્યારે **દુર્વ્યસન, દુરાચાર, વ્યભિચાર, ધર્માંધતા**, અને વ્હેમો જગતનાં ઉચ્ચ સ્થાનોપર ઝગઝગતી
ઘાતકી સમશેર લઇ બિરાજે છે. ત્યારે **સત્યનું** મુખ બંધ
કરવામાં આવ્યું હોય અને હૃદયને ગુંગળાવી મારી નાખવામાં
આવ્યું હોય એમ આ સુધરેલા જમાનામાં દેખાઇ આવે છે.

પ્રિય મહાશયો, બુદ્ધિની મહામદોન્મત્ત સ્વારી પર આ મારો
આક્ષેપ છે, અને એમ કહેતાં મને કંપારી છુટે છે; કારણ કે
હું જાણુંછું કે સર્વદા ઇશ્વરજ આનો અટકાવ નહિ કરે તો
આપણે અંધકારમય અને અતલ નાસ્તિકતામાં એકદમ ઉંધે
મસ્તકે પડી જશું, કારણકે નાસ્તિકતા જેટલી અપવિત્ર છે,
તેટલીજ કંગાલીયત હાલતમાં માણસોને ફેંકી દેછે.

**સાતમો વક્તા**—હમણાંજ આપણે આ દુઃખદ ભાષણ
સાંભળ્યું છતાં મને સમજાતું નથી કે દુનિયાએ આવી રીતે
ઇશ્વરી આજ્ઞા ભંગ કરી તેમાં સઘળો વાંક ની જતી બુદ્ધિનાજ
વાંક હોય. જ્ઞાન એ સારામાં સારી વસ્તુ હોવી જોઇયે.
કારણ કે પરમાત્મા પોતે સર્વજ્ઞ છે; હવે ઇશ્વર સર્વજ્ઞ છે અને
સર્વ સદ્ગુણથી ભરપુર પણ છે. માટે જોકે જ્ઞાન અને ની-

તેનો સબંધ મારાથી નથી દેખાડી શકાતો, તથાપિ મને એ-
મતો ખાતરીપૂર્વક જણાયછે કે પૂર્ણ જ્ઞાન જ્યાં છે ત્યાં પૂર્ણ
નીતિ પણ છે. સમજ ઓછી ત્યાં નીતિ પણ ઓછી સ-
મજવી. એક સમર્થ વિદ્વાન્ કહેછે કે " જ્ઞાનવિનાનો આત્મા
સુનીતિવાન્ હોયજ શકે નહિ. " અને હુ એ વાક્યની સત્ય-
તાને પરીપૂર્ણ રીતે મળતો થાઉંછું. બીજા કેટલાએક કહેછે
કે, માણસ ધર્મવિના નીતિમાર્ગે ચાલી શકતો નથી. પરંતુ
બુદ્ધિમાન પુરુષોનું વારંવાર એમ કહેવું થાયછે કે, ધર્મ હૃદ-
યમાં પાધરો પ્રવેશ કરી શકતો નથી; તેનુ પ્રવેશદ્વાર મન-
જ છે. આપણે પ્રથમતો સર્જનહાર ઇશ્વરનાં મહત્કાર્યો જોવા
માંડીએ છીએ અને તે " મહત્કાર્યોપરથી આપણે વિચાર ક-
રતાં, તે મહત્કાર્યોના કર્ત્તાના વિચારપર આવીએ છીએ "
સૃષ્ટિસૌંદર્યથી અજાએબ પામી તેના કર્ત્તાનું સ્તવન કરીએ
છીએ અને તેનું સ્તવન કરતાંજ તેના અગાધ નિયમો હાથ
લાગી આવેછે, અને જે નિયમો આવી રીતે હાથ લાગેછે
તેનો પૂરાવો કુદરતી નિયમોના અવલોકનથી આપણે સહજ
માલમ પડેછે. પરંતુ બે માણસનો દાખલો લ્યો. કોઇ અ-
ભણ જંગલી માણસ જેના અજ્ઞાન મનમાં કોઇ દિવસ વિ-
ચારોના કિરણોએ પ્રવેશ નથી કર્યો તે અને કોઇ સુશિ-
ક્ષિત તત્વજ્ઞ કે ફિલસૂફ જેણે ઇશ્વરીનાં કાર્ય જોઇનેજ એમ
નિર્માણ કર્યું છે કે, આ કાર્યોમાં ઇશ્વરી હાથ છે તે, આ
બે પુરુષોમાં સર્વ શક્તિમાનની ખરી ઉપાસના કરવાને
વિશેષ કોણ યોગ્યતા ધરાવેછે? અજ્ઞાન જંગલી માણસ,
કે જ્ઞાની ફીલસૂફ? છેલ્લે જે ગૃહસ્થ બોલ્યા તેણે ઘણીજ
દયાર્દ્ર વાત પ્રગટ કરી કે નીતિના નિયમોનું ઠામ ઠામ ઉલ્લં-
ઘન થાયછે. પરંતુ નીતિનિયમો માણસને માટે છે તો તે
નિયમો તેના મનમાં પૂરેપૂરા ઉતરવા તો જોઇએ? અને મ-
નમાં ઉતર્યાવિના હૃદયમા સમજાય શાથી? પરંતું મનમાં
ઉતરેજ ક્યારે? જ્યારે જ્ઞાન હોય ત્યારે કેની? માટે જેટલું

જ્ઞાન તેટલુંજ તેનું નીતિવર્ચસ્વ તરફ વલણ. જ્ઞાન ઓછું તો નીતિ પણ ઓછી અને જ્ઞાન અધિક તો નીતિ પણ અધિક. માટે જ્ઞાન એજ નીતિની ખરી કસોટી છે.

વળી જ્યાં ધર્મશ્રદ્ધા મનની કે હૃદયની સાથે સંબંધ નથી રાખતી, ત્યાં શ્રદ્ધામાત્ર એક વ્હેમ સરખી છે. તેવી વેળા ધર્મ એ નિશ્ચયાત્મક કે વિચારપૂર્વક વસ્તુ નથી હોતી, પરંતુ વિચારના એક તોર કે તુરંગ સરખી હોયછે.

**આઠમો વક્તા.**—પ્રિય આર્યજનો, મને બહુ ખેદ થાય છે કે આપણા ભાષણકર્ત્તાઓ આ વિષય ઉપર બોલતાં વિષયના કેવળ છેડા ઉપર જતા રહેછે; પરંતુ મને એવો તર્ક આવે છે કે સત્ય એ આજના વિષયના બે ભિન્ન ભિન્ન છેડામાં નથી પરંતુ એ બન્નેના મધ્યભાગની વચ્ચે કોઇ સ્થળે રહ્યુ છે.

એકલી બુદ્ધિ ખરેખર માણસોને અંજાવી દે છે અને ભૂલાવામાં નાંખી દેછે, અને એજપ્રમાણે એકલો મનનો આવેશ પણ કાંઇ થોડી ભૂલો નથી કરાવતો, પરંતુ હૃદયને અને મસ્તકને એકબીજાના પ્રતિપક્ષી તરીકે દેખાડવા તે યોગ્ય નથી. તે બન્ને નીતિના સંબંધમાં સાથે રહી કામ કરનારા બાંધવો છે, એક બીજાના દુશ્મનો નથી.

જેમ મગજ આપણને ભલું ભુંડું કરાવેછે. તેમ અંતઃકરણ પણ આપણને ભલું ભુંડું કરાવેછે. જેમ જેમ લોકોમાં બુદ્ધિવાદ (Rationalism) વધતો જાયછે, તેમ તેમ લોકો અશ્રદ્ધાળુ થતા જાયછે; અને જેમ જેમ લોકોમાં લાગણી વધતી જાયછે તેમ તેમ લોકો ભોળા બનતા જાયછે, પરંતુ સત્યને પામવામાટે બુદ્ધિ અને લાગણી એ બેઉનો સંયોગ થવો જોઇએજ.

નીતિના સંબંધમાં બુદ્ધિએ ઘણું કર્યું છે એમ કહેવાને હું ક્ષણભર પણ વિલંબ કરીશ નહિ. અલબત માણસને તેણે વસ્તુને અવલોકતાં શીખવ્યાં; જ્ઞાન થયું કે માણસોની આંખ ઉઘડી, આંખ ઉઘડી કે તેઓ જોવા લાગ્યાં; અને જોતું

એજ સમજણ આવવાનું અને તેમજ નીતિને અભિમુખ થવાનું પ્રથમ પગથીયું છે. કારણકે અનીતિને હાંકી કાઢવા પહેલાં આપણે જોવું જોઇએ કે અનીતિ શું છે? આપણે અનીતિ ઘણી જોઇ છે અને જોવાથી ઘણીક દૂર પણ કરી છે. દૃષ્ટાંત તરીકે ઇંગ્લાંડનું ઉદાહરણ લો. ત્યાં લોકોએ જાણ્યું કે રાજાના હાથમાંજ સર્વ પ્રજાપાલન સત્તા હોવી એ નુકસાનકારક છે, અને તેથી તે સત્તા રાજાઓના હાથમાંથી લઇ લીધી. તેઓએ જાણ્યું કે માણસને ગુલામ કરવા એ ત્રાસદાયક અને નિંદ્ય કામ છે, અને તેથી તે રીતિનો ઘણો ખરો નાશ કર્યો. તેઓએ જોયું કે મહાયુધ્ધોથી અસંખ્ય મનુષ્યનો વધ થાયછે, તેથી તેઓએ સલાહસંપ કરી ઘણાં ઘણાં યુધ્ધો બંધ પાડ્યાં છે. એવી અગણિત અનિવાર્ય ખામીઓ તેઓએ પોતાના લોકમાંથી દૂર કરી છે. આ બધું શાથી થયું ? લોકોની બુદ્ધિ સુધરવાથી.

એમ કહેવામાં આવ્યું કે **સુધારાને** નામે ઘણાએક દુર્ગુણો પણ આપણામાં દાખલ થયા છે. આ વાત નામંજુર કરવાને હું યત્ન નથી કરતો. આ પૃથ્વીપર કોઇ પણ વસ્તુ **પરિપૂર્ણ** નથી; અને તેથી બીજી બધી વસ્તુની પેઠે બુદ્ધિ પણ અવળે માર્ગે લઇ જવાને યોગ્ય છે. પરંતુ બુદ્ધિ ઘણું ખરૂં પોતાના દુષણો મટાડતી જાયછે: એ મુજબ, જોકે બુદ્ધિથી આપણામાં મોજશોખ એકદમ વધી પડી છે; પરંતુ તેનાથી આપણને એવો શિક્ષાપાઠ પણ મળતો જાયછે કે, હદવિના સો મોજમજા એ દુર્ગુણ છે, અને જોકે હાલની વધતી જતી બુદ્ધિથી લોકો દાંભિક પણ બહુ થતા જાયછે, પરંતુ તેજ બુદ્ધિથી ઘણા પુરૂષોના મનમાં સત્યતા ઉપર પ્રીતિ ઉત્પન્ન થતી જાયછે. એટલામાટે મારૂં નિશ્ચયપૂર્વક એમ માનવું છે કે, હાલમાં વધતો જતો સુધારો માણસોમાં નીતિનો પણ વધારો કરેછે.

**નવમો વક્તા.**—સુજ્ઞમિત્રો, ખરૂં છે કે જેમ સુધારો વધ્યો, તેમ બહારની ટાપટીપવાળી નીતિ લોકોમાં વધતી ગઇ. હું

કબુલ કરૂંછું કે દુનિયા આગળ કરતાં હમણા વિશેષ સુંદર દેખાયછે. પરંતુ આગળ કરતાં હમણા વિશેષ સારી થતી ગઇ છે એ વાત કેવળ નીરાળી છે. પ્રિય મિત્રો, આ વાતમાં મને તો મોટો સંદેહ છે. હાલ જો કે જંગલી અવસ્થામાં લોકો જાહેર રીતે ગુન્હા કરતા હતા, તેવા નથી થતા; પરંતુ ગુન્હા થાય છે, તો તેટલાજ. અલબત, જોરજુલમ, બલાત્કાર, ખુનરેજી, અને રણભૂમિપર થતી લડાઇઓમાં હાલ ઘણો ઘટાડો થઇ ગયોછે, પરંતુ આપણા અંતઃકરણમાં પ્રિય મિત્રો, તેટલીજ મારામારી ચાલી રહી છે, અને માણસ માણસમાં એકબીજા પર એટલોજ તિરસ્કાર વર્તી રહ્યો જોવામાં આવે છે. આ ઉપરાંત સુધારાથીજ થયેલા અપરાધો ઉમેરવા જોઇએ. હું ધારૂંછું કે જૂઠા, દાંભિક, કંજુસ, નિંદક, અને ઉડાઉ, એ સઘળી સુધરેલી મંડળીનીજ કેવળ ઉત્પત્તિ છે. લોકો જંગલી હતા ત્યારે તેમાં આવા માણસો નહિ હતા. તેઓ કદાચ અપરાધી હતા, તો તે કેવળ તેઓની અવસ્થાનેજ લગતી બાબતમાં હતાઃ પરતુ મારા અભિપ્રાય પ્રમાણે તેઓ આજના સુધરેલા જેટલા ખરાબ, લુચ્ચા, ને ખધા નહિ હતા. વળી એવાં પણ મંડળો હાલ થયાં કે જેણે નાસ્તિકો, અર્ધદગ્ધ, સંશયિ, નિંદકો, શ્રદ્ધાવિહીન, અને સ્વમતાભિમાની પણ પેદા કર્યા. જો કેવળ રાનની પર્ણકુટિમાં રહેનાર સુખી માણસની શારીરિક અને નીતિવિષયિક સ્થિતિ સાથે આપણા સુધરેલા માણસને સરખાવી જોઇએ તો હાલનો સુધરેલો માણસ, આધીન, નિસ્તેજ, લોકલાજમાં ઘેરાએલો, અને કંગાળ દેખાશે. જે ખરેખર માણસ જેવો પણ નથી અને દેવ જેવો પણ નથી, એ તમે ધ્યાન આપી જોશો તો જણાશે. આપ સર્જનોને જે પ્રજાનો ઇતિહાસ જોયો હોય તે જુઓ. તેમાં તમને આ શ્રેણી માલમ પડશે. પ્રથમ સુધારો, સુધારા પછી મોજમજા, અને પછી નીતિમાં સડો, અને નીતિના સડાથી નાશ કે પાયમાલી. ગ્રીસમાં આમ થયું અને

રોમમાં આમ બન્યું. આર્યવર્તના આર્યરાજ્યોમાં આમ થયું, મુસલમાનીમાં આમ થયું, અને મને કહેવા દો કે, વધતા સુધારા સાથે ઘસડાઇ આવેલી અનહદ મોજમજા ફ્રાન્સ અને ઇંગ્લાડનું ભવિષ પણ આવુંજ સૂચવી આપે છે. મને એમ જણાય છે કે સદ્‌ગુણ અને સુખ, સુધરેલી સ્થિતિના કરતાં જંગલી અવસ્થામાં લોકોમાં અત્યંત વર્તી રહ્યાં હતાં; અને સુધરેલી કોમમાં સુખ અને સદાચાર નથી દેખાતાં તેનું કારણ એજ છે કે નીતિને દૂર રાખી કેવળ લોકો હાલ બુદ્ધિના વધારા પાછળજ લાગ્યાં છે. પ્રિય મિત્રો, આટલા વિચારો જણાવી આજના પ્રશ્નના નિષેધ પક્ષમાં (બુદ્ધિ સાથે નીતિ નથી વધતી એમ) હું મારો અભિપ્રાય આપીશ.

**દશમો વક્તા.**—પ્રિય સજ્જનો, ખરેખર મને આશ્ચર્ય લાગે છે કે જે છેલ્લા સદ્‌ગૃહસ્થે આપણને શ્રવણ કરાવ્યું તે શુદ્ધ ગૂજરાતીમાં કરાવ્યું. તે રાન અને પર્ણકુટીની મજાનો આશક થઇ ગયેલ જણાય છે કે, જાણે તે ગૃહસ્થના વેશમાં કોઇ અસલી ગામડીયો, યા જંગલી આફ્રિકન હોય એવી આપણને સહજ કલ્પના થઇ આવે છે, અને જયારે તેણે જંગલી લોકોની નીતિના ગુણ [ગા]વા માંડયા, ત્યારે જંગલી લોકોના સુસ્વર રાગથી ન ગાયા [હોય] કે [?] હું એકદમ અચરતીમાં લીન થઇ ગયો છું.

પરંતુ વસ્તુતઃ દુનિયા સુધરી તેને માટે જેમ કોઇ પ્રાણી આમ પોક મુકી રડવા મંડી જાય. અને સુધરેલી સ્થિતિના વિનોદસુખને બદલે જંગલી સુખોને ઇચ્છે એ જોઇ જે મને આશ્ચર્ય થયું તેનું વર્ણન કરવાને આ જીહ્વાને શબ્દો પણ નથી મળી આવતાં. હું સમજી શકતો નથી કે તેને એવી કલ્પના કેમ થઇ હશે કે જંગલી માણસો સુધરેલા કરતાં વિશેષ સુખી છે. હું ધારૂં છું કે તે ગૃહસ્થ એવો શંકો તો નહિ રાખતો હોય કે તેઓ **શરીરે** સુખી હતા; કારણ કે નિયમિત ભોજન, યોગ્ય વસ્ત્ર, શાંતિકર શય્યા; એ

સુચા કોરા ખોરાક, ફાટેલાં તૂટેલાં કપડાં, બેડોળ ઝુપડાંના કરતાં કેટલાએ શ્રેષ્ઠ છે. વળી તે એમ પણ કહેવાને હિંમત નહિ કરતો હોય કે, તેઓ **બુદ્ધિબળમાં** સુખી હતા. કારણકે મને ખાતરી છે કે મારા મિત્રે, વિચાર, તર્ક, અને મનોભાવના ભવ્ય અને નાના પ્રકારના આનંદના સ્વાદને કોઇ દહાડે પણ ચાખ્યો હોય. અને તેથી તેમણે એમ પણ માન્યું હશે કે આના કરતાં પૂર્ણ સુખ બીજું કોઇ હોઇજ શકે નહિ. વળી તે એમ પણ નહિ કહી શકે કે જંગલીઓ **નીતિબળે** સુખી હતા. કારણકે આશા, ઉદારતા, પ્રેમ, દાન, જાતિ, સંબંધ, ધર્મ-શ્રદ્ધા, અને મનના આનંદનીતો જંગલી હૃદયને ગંધપણ ક્યાંથી આવી હોય. પરંતુ આપણામાંથી અધમમાં અધમ માણસે પણ આ આનંદનો જરા તરા પણ સ્વાદ ચાખ્યો હશે. આપણી ગમે તેટલી ખામીઓ હોય છતાં પ્રિય બાંધવો, આપણે એવી ભૂલમાં પડવા નહિ ઇચ્છવું કે હજી આપણે જંગલી હોઇએ.

આ ટીકા કોઇને વિષયાંતરરૂપ લાગશે; પરંતુ તેમ નથી; કારણ કે એવું દેખાડી આપવામાં આવ્યું છે કે સુધરેલા માણસો જંગલી કરતાં, મનમાં, તનમાં, અને અને નીતિમાં વિશેષ સુખી છે, તો તે નીતિમાં પણ થરા સુખી નહિ હોવા જોઇએ? કારણ, કે, " Virtue alone is happiness below "[1]

એ ઉપરથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સુખનો ધારક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ નીતિવાળો છે એ સિદ્ધ થાય છે,

**અગીઆરમો વક્તા**—બંધુજનો, અત્રે મને એમ ભાસે છે કે, હાલ જે વાત મુખ્ય છે તેનોજ માત્ર આપણે નિર્ણય કરવો છે, અને તે કેવળ તર્ક ઉપરથી નહિ, પરંતુ અનુભવ ઉપરથી થવો જોઇએ. પ્રથમ લોકો હતા તે કરતાં સુધર્યા છે વા નહિ? અને આપણને તેમ વસ્તુતઃ જણાય છે અથવા નથી જણાતું?

---

1 સદાચારજ પૃથ્વીમાં સુખરૂપ છે.

આ નિશ્ચય કરવો કઠિન છે એ વાત તો ખરી છે; પરંતુ એટલું છતાં આપણાથી તેનો વિચાર થઇ શકે એમ છે, જગત્‌ની અંદર દેખાતો સદાચાર ખોટો છે, એમ જો અંગીકાર કરીએ, તો તે અંગીકાર ઉપરથીજ સિદ્ધ થાય છે કે, જગત્‌માં કયાંક પણ ખરોસદાચાર હોવો જોઇયે. જે દેશમાં ખરા ખોટા સિક્કાજ ન હોય, ત્યાં ખોટા પણ ન હોય,; અને તેમ એવીજ રીતિએ જે ખરા ગુણ ઉપરથી ખોટો ગુણ થઇ શકે એવો ગુણજ ન હોય તો ખોટો થાયજ ક્યાંથી.?

પૂર્વે જે રીતિએ રાજાદિ જગત્‌નું રાજ્ય કરતા હતા તે કરતાં સામ્પ્રતકાળમાં વધારે સારી રીતે થાય છે. પ્રાચીન કરતાં અર્વાચિન રાજાઓ વધારે દયાળુ છે. કાયદાઓ વધારે ન્યાયી છે, અને ન્યાયાધીશો થોડા પક્ષપાતી, તેમજ ભ્રષ્ટ થવાને પણ થોડા લાયક છે સર્વ જાતિ તથા વર્ગોના મનુષ્યો વધારે સારી રીતીએ વર્તે છે એતો બધીએ વાત ખરી, પરંતુ આપણો પ્રશ્ન તો એ છે કે લોકોનાં અંતઃકરણ કંઇ સુધર્યાં છે? હું નિશ્ચય પર્વક કહુ છુ કે, હા, તે પણ સુધર્યાં છે. અને હુ ધારૂ છુ કે, મારા આ વાક્યની સત્યતા પણ હું સિદ્ધ કરી આપીશ.

ત્યારે હુ તમને એમ પૂછીશ કે, આટલા બધા મ્હોટા ફેરફારો કેવી રીતિએ થયા? જુલમને કેમ દાબી નાંખવામાં આવ્યો? અન્યાય ઉપર કેવી રીતિએ જય મેળવવામાં આવ્યો? અને વ્યસનનું કેમ નિકંદન કરવામા આવ્યું? એ સર્વ કશાથી નહિ પરતુ લોકમતના બળથી થયું છે. જુલમ, અન્યાય અને વ્યસન એ દુર્ગુણો છે. એ વાત લોકોના મનમાં સમજાઇ છે; અને લોકોમાં નીતિને વાસ્તે આસ્થા તથા નીતિની રીતિ પ્રમાણે ચાલવાની ઇચ્છા જો દિનપ્રતિદિન વધતી જતી ન હોય તો તેઓ આ પ્રમાણે સત્યાનુયાયી થાય નહિ.

આપણા વિપના હાલના અને સો વર્ષની પૂર્વેના લોકમતની જો તમે તુલના કરો તો, તમને જણાશે કે પ્રથમના ક-

રતાં સામ્પ્રતકાળના લોકો દુષ્કર્મના સ્વરૂપ તથા તેના પરિણામો વિષે વધારે જાણે છે. પુર્વે ખૂન તો એટલાં બધાં સાધારણ હતાં કે કોઇ ભાગ્યેજ તેને અપરાધ ગણતું; ધોરી રસ્તામાં લોકોના પ્રાણ લેવા, એ તો રોજની બાબત હતી, પરંતુ હમણા, ખૂન એતો એવું ભયંકર કૃત્ય છે કે કોઈ સમજુ માણસથી તે થાય નહિ એમ માનવામાં આવે છે. પૂર્વે ઇગ્લાંડાદિ દેશમાં દ્વંદ્વ યુદ્ધ[1] એ સર્વ માન્ય હતું, પરંતુ હાલ લોકો તેને નપુંસકોની મૂર્ખતા તથા પાપ ગણે છે, વળી તેજ દેશમાં પૂર્વે વ્યભિચારને ઘણોજ ક્ષમનીય ગણવામાં આવતો, પણ હાલ પ્રત્યેક વિચારવાન્ મનુષ્ય તેનો ધિક્કાર કરે છે. એટલુંજ નહિ પરંતુ એક સુશિક્ષિત બાળકને તેવી રીતપર દયા આવે છે તથા તે તેની હેલના પણ કરે છે, વિદ્વાન્ અને મહાન્ પુરૂષો પણ મદ્યપાન કરતા, પરંતુ આ વખતમા કોઇ ગૃહસ્થને છાકટો થતો અથવા સોગન ખાતો જોવામાં આવે તો તેમાં તેની વિદ્વતાને પણ લાંછન લાગે છે એમ સમજવું.

જ્યાં ત્યાં તમે નજર કરો, તમને પૂર્વ કરતાં વધેલી નીતિ હાલ દીઠામાં આવ્યા વિના રહેશેજ નહિ, અને તે વધીને રહી ગઇ છે. એટલુંજ નહિ, પરંતુ પ્રતિ દિવસે તે અતિશય વધતીજ ચાલી છે, જોકે એટલો બધો આગળ વધીને હું એમ નથી કહેતો કે બુદ્ધિની વૃદ્ધિએજ આમ કર્યું છે અને હજી કરતીજ જાય છે, તથાપિ મને એટલું કહેવાને તો સંતોષ થાયછે કે મનની અને નીતિની સુધારણા પૂર્વે હતી, હાલ પણ સમયાનુસાર છે. પણ તેટલા માટે મસ્તકને અને અંતઃકરણને કાંઇ પણ સંબંધ નથી એમ કેમ કહી શકાય?

કોઇ માણસની બુદ્ધિ વધારાથી આપણે તેને નિશ્ચયે સદાચારી કહી શકીએ એમ કહેવાનું હું ડોળ ઘાલતો નથી. તેમજ બુદ્ધિની વૃદ્ધિ એ ઉત્તમ સુખસાધક છે એમ પણ હું

---

1 Duelling.

કંઇ કહેતો નથી; પણ હું હાલ એ આગ્રહપૂર્વક કહુંછું, અને હવે પછી પણ એમજ માનીશ કે, જેમ જેમ મનુષ્ય સુધરે છે તેમ તેમ તેને સદાચારી થવાનો વધારે સંભવ રહેછે, તથા તેને સદ્‌ગુણપ્રતિ વધારે ને વધારે પક્ષ તથા ઇચ્છા થાયછે. આધુનિક સમયમાં જ્ઞાનની જે વૃદ્ધિ જોવામાં આવેછે, તે નીતિને હાનિકારક છે, એ વિષેનું કંઇ પણ ભય રાખ્યાવિના હું બલિષ્ટ આશા તથા દૃઢ વિશ્વાસથી એમ માનુંછું કે, અદ્યાવધિ જગત્‌માં જે સદાચાર હતો, તે કરતાં અતિ ઉત્તમ અને વિશુદ્ધ જ્ઞાનદ્વારાએ સત્વર થતો ચાલ્યો છે.

**બારમો વક્તા.**—પ્રિય શ્રોતાજનો, ગતવક્તાએ જે આનંદકર આશા મનોરમ રીતિયે દાખવી છે, તેમાં હું ભાગ લઇ શકતો નથી માટે દીલગીર છું. સ્વપ્ન બહુ સુંદર હોયછે, પરંતુ તે કહેવાયછે સ્વપ્ન.

એ ગૃહસ્થે આવા વિચાર બાંધ્યા છે તે શાથી? શું વાસ્તવ અનુભવથી કે તર્કશાસ્ત્રના અનુમાનથી, તેની મને સમજ પડી શકતી નથી.

એમની વાત અનુભવ સિદ્ધ તો નહિજ હોય, કારણકે માત્ર બુદ્ધિના પ્રવૃત્તિકાળ પછી તુરતજ વૃદ્ધિંગત નીતિનો કાળ આવ્યો ન હોય તેવું ઉદાહરણ આપને ઇતિહાસમાંથી દેખાડી આપવાને હું હિંમતધરૂં છું; એટલુજ નહિ પણ વળી હું એવા એક યુગનું ઉદાહરણ આપવાને બાયશ રાખું છું કે, બુદ્ધિની વૃદ્ધિ થયા પછી નીતિની ન્યૂનતા થઇજ હોય.

હું પ્રાચિન ઇતિહાસમાંથી ઉદાહરણ નહિ આપું: કારણકે તે ઉદાહરણો ઘણાંજ જૂનાં થઇ પડે; પરંતુ તેને બદલે અર્વાચિન ઉદાહરણો આપીશ.

ઇટાલિમાં વિદ્યાવૃદ્ધિનો પુનરુદ્‌ભવ થયા કેડે તુરતજ મહા નીચ, અધમ, અને અંધ દુરાગ્રહી વ્હેમોએ ઘર ઘાલવા માંડયું; શેકસપિઅરના વિદ્યાકાળ પછી લોકો સ્વચ્છંદી થવા લાગ્યા અને પ્રજા પ્રજામાં મહાયુદ્ધો થયાં. વોલટર અને રૂસોએ

વર્ણવેલા બુદ્ધિવૃદ્ધિના ફ્રેન્ચલોકના ઇતિહાસના અતિ અદ્ભુત સમય પછી લોકોમાં મોટી ઉથલપાથલ કરવાનું ગાંડાપણું આવ્યું, એટલુંજ નહિ, પરંતુ અતિ ભયંકર અનીતિકર નાસ્તિકતાએ પણ પ્રવેશ કરવા માંડ્યો.

એ ઉપરથી આપણા મિત્રના સ્વપ્નને અનુભવતો અનુમોદન આપી શકે એમ હું બીલકુલ માની શકતો નથી.

ત્યારે શું **તત્વજ્ઞાન કે તર્કશાસ્ત્ર** આ પસંદ પડતી પરંતુ અશક્ય વાતને સિદ્ધ કરી શકે એમ છે? વસ્તુ સ્વભાવમાં એવું શું છે કે જ્ઞાન એ સદ્ગુણનો અગ્રગામી છે? જાણવું એ કંઈ કરવું નથી.

"Men know the right, and yet the wrong pursue."

માણસો જાણેછે કે ઇશ્વરી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી તેઓને શી શિક્ષા થશે; તથાપિ આપણા ચાલુ અનુભવમાં એવાં લક્ષાવધિ ઉદાહરણો આપણે જોઇએ છીએ કે લોકોને તેનું જ્ઞાન હોવા છતાં તે બીલકુલ અટકતા નથી, પરંતુ ઉલટું તેઓના જ્ઞાનથી તેઓએ વિશેષ સુગમતાથી ઇશ્વરી આજ્ઞાનો ભંગ કરવા માંડ્યો છે.

**જ્યાંસુધી નીતિના નિયમ પ્રમાણે વર્ત્તવાનું સામર્થ્ય ન હોય, ત્યાંસુધી નીતિના માત્ર જ્ઞાનની કંઇપી કિંમત નથી:** પરંતુ એ સામર્થ્ય તો ઇશ્વરેચ્છા અનુકૂળતા હોય તોજ આવે. **એકલા સદ્ગુણ કરતાં બુદ્ધિયુક્ત સદ્ગુણ વિશેષ સારો છે અને વિશેષ ગુણકારી પણ છે,** એવો વાત માન્ય કરવાને હું તૈયાર છું; પરંતુ કેવળ બુદ્ધિબળ કે બુદ્ધિની કુશાગ્રતાએ જગતમાં કંઇ પણ સારૂં કર્યું નથી અને માત્ર વિચાર પ્રમાણે કરશે પણ નહિ. "નાસ્તિકો આસ્તિકો કરતાં વધારે કુશાગ્રબુદ્ધિવાળા હોય છે" નાસ્તિક ધર્મના આચાર્ય બ્રહસ્પતિની બુદ્ધિને કોણ પહોંચે એમ છે?

**તેરમો વક્તા.**—પ્રિય શ્રોતાજનો, મહાપુરૂષો કહેછે કે **"ज्ञानमेवपरं बलम्."** જ્ઞાન એજ મૂખ્ય શક્તિ છે. મને પરિપૂર્ણ શ્રદ્ધા છે કે જો માનસિક કેળવણીથી આપણને કંઈ પણ લાભ ન થવાનો હોત તો આ વાક્ય ધર્મપુસ્તકમાં લખાયું પણ નહિ હોત.

ગતવક્તાએ ન્યાયશાસ્ત્રનાં પ્રમાણ આપ્યાં તથાપિ મારૂં માનવું એવું છે કે ખરૂં શું છે તે માણસ સમજે છે તથાપિ તે ખોટે માર્ગે પ્રવર્ત્તે છે. બુદ્ધિની સુધારણા નીતિનો વધારો કરેછેજ. આપણે સારી પેઠે સમજીએ છીએ કે, એક વૈદ્ય પોતાના દરદીના રોગથી અજ્ઞાત હોય, તો તે દરદીને કેમ સારો કરી શકશે? તેજ પ્રમાણે **અનીતિ એ જીવનો એક રોગ** છે; હવે જો માણસ આ વિકૃતિનો સ્વભાવ અને લક્ષણો ન જાણતો હોય તો, તેને તે આરોગ્ય કેમ કરી શકે? જ્ઞાન એ જેમ શરીર સંબધે, તેમજ નીતિ સંબંધે આરોગ્યતા પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીયું છે.

એ ખરૂં છે કે **મહાજ્ઞાન** દુરાચાર સાથે મિશ્રીભૂત થઈ જાયછે, પરંતુ **પરિપૂર્ણજ્ઞાન,** અથવા સમજ તે પરિપૂર્ણ સદાચાર કે સુનીતિ છે. તેથી જ્યાં અનીતિ દેખાય ત્યાં જાણવું કે હજુ જ્ઞાન તેની પૂર્ણ અવસ્થામાં આવ્યું નથી. **બૃહસ્પતિ** સર્વ જ્ઞાનીઓ કરતાં વિશેષ કુશાગ્ર બુદ્ધિવાળો હતો એ સત્ય છે, પરંતુ **પરમાત્મા** તો પોતે **જ્ઞાનસ્વરૂપ હોઈ સર્વથૈવ નિર્મળ છે.**

હું બુદ્ધિનેજ સદ્‌ગુણનું ઉત્પત્તિસ્થાન સમજતો નથી, પરંતુ **બુદ્ધિ સદાચારની આગળ આગળ ચાલનારી છે** એમ કહેવું મને વ્યાજબી લાગે છે. બુદ્ધિ માર્ગને દેખાડેછે, તેનાપર પ્રકાશ પાડેછે, અને જે અસંખ્ય થઈ પડે તેવાં કષ્ટો અને વિઘ્નોને પોતાના માર્ગમાંથી દૂર કરેછે.

**પ્રવેશક.**—(ઉત્તરમાં) પ્રિય મહાશયો, આપ સર્વ સભાજ-

નોના વિચાર માટે જે પ્રશ્ન મેં રજુ કર્યો હતો, તે પ્રશ્નના સ્વિકાર પક્ષમાં મારૂં ઉત્તર આપવાને હું હવે તૈયાર છું; એટલે કે **નીતિ, સુધારણા** સાથે વધતી જાયછે તે સંબંધી મને હવે રતિમાત્ર પણ શંકા નથી.

આમ નિશ્ચય કરવામાં મારો મનોભાવ આવો છે કે જ્ઞાન એ સુજનતાનું કોઇ પણ રીતે **કારણ**[1] હોઇ શકે એમ છે. પ- રંતુ જ્ઞાનની વૃદ્ધિ, નીતિની સંમૃદ્ધિ સાથે સમકાલિન્ અને સ- મસ્વરૂપે ચાલી આવેછે. હું એવા પરિણામપર આવ્યોછું કે યદ્યપિ જ્ઞાન અને સદાચાર પરસ્પર એક બીજાને જરાપણ અસર કરતા નથી, તથાપિ જે પ્રવૃત્તિયો એકેકને આગળ વ- ધારેછે તેજ પ્રવૃત્તિયો બીજામાં વૃદ્ધિ કર્યાવિના રહેતી નથીઃ એટલા માટે તે ઉભયની વૃદ્ધિ સાથે સાથે થતી જાયછે.

બુદ્ધિ અને નીતિ સમપ્રમાણમાં નિરંતર આગળ વધેછે એ વાત હવે સર્વને ઘણીખરી સ્પષ્ટ સમજાઇ હશેજ. મનુષ્ય- જીવનના આચાર વિચારના પ્રત્યેક ભાગમાં જે ઘણીક નીતિ સુધારણાઓ થઈ છે તે આ વાત સિદ્ધ કરવાને પરિપૂર્ણ છે. જો કંઇ શંકા રહી ગઇ હોય તો હું વિરૂદ્ધ પક્ષવાળાને પૂછુંછું કે, જગતમાં અપરાધો થાયછે તે અજ્ઞાનના પ્રમાણમાંજ નિરંતર થાયછે તેનો શો સબબ? અપરાધીઓ અથવા ગુન્હેગારો ઘણાખરા **સર્વે** અભણ હોયછે. આપણા બંધીખાના કંઇ બુ- દ્ધિવાન્ કે વિદ્વાન્ માણસોથી નથી ભરાઇ ગયાં, પરંતુ અભણ અને મૂર્ખ માણસોથી ઉભરાઇ ગયાં છે, એમ કહેવામાં કંઇ પણ અતિશયોક્તિ નથી.

એક ગૃહસ્થ થોડા સમયપર બોલ્યા કે બુદ્ધિની પ્રવૃત્તિના યુગ પછી તુરતજ અનીતિનો યુગ આવેછે. પ્રિપણાંધવો, એ ખરૂંછે, પરંતુ દાણા વાવ્યા પછી તેને લણનાર કોણ હોયછે? શીતકાળમાં તેના ફળની કોણ વાંચ્છના રાખેછે?

---

[1] ઉત્પત્તિસ્થાન.

જુઓ, આ સ્વાભાવિક વિશ્વમાં પ્રથમ બી વાવવામાં આવેછે, પછી તે વિકાસ પામેછે, પછી તેમાં જીવ સંચાર પામેછે, ત્યારબાદ તેમાંથીજ કુંપળ ફૂટેછે અને ત્યાર પછી તેમાંથીજ અંતે મધુર ફળ પાકેછે. તેજ પ્રમાણે આ સૃષ્ટિમાં નીતિસબંધે સમજવું. પ્રથમ સત્યનાં બીજ હૃદયમાં નાખવામાં આવેછે, પછી તે અંધકારમય અજ્ઞાનતામાં નાશ પામી જાયછે, પાછો તેનો પુનરૂદ્ભવ થાયછે, ત્યારે તે વિશ્વને પોતાના મધુર મહોર દેખાડેછે, અને મહોર આવ્યા કે તુરતજ ફળ ઉત્પન્ન થતાં જાયછે.

આ સૃષ્ટિની આવી ઘટમાળ આપણા મિત્રને યથાર્થ સમજાણ પાડશે કે જ્ઞાનકાળ પછી અજ્ઞાનદશાની અને અજ્ઞાનદશા પછી જ્ઞાનદશાની વારી ચાલી આવેછે.

બુદ્ધિયુગોમાં સત્યનાં બીજો વવાયાં હતાં; અને કુદરતી નિયમ પ્રમાણે તેની પછીના યુગમાં નાશ પામ્યાં; પરંતુ અંધકારમય કાળના વિદાય થતાં તુરતજ પ્રકાશમય સમયનું દર્શન થયું, તે પણ એવું કે પૂર્વે કોઇ દિવસ ન થયું હોય તેવું: અને પછી આ વિશ્વના માનવ પ્રાણીઓએ તેનાં **ફળ વીણવા માંડયાં.**

સર્વ યુગમાં સત્યનો આજ રાજ્ય માર્ગ હોય એમ જણાયછે: પ્રકાશ સાથેજ સદા અંધકાર રહેછેજ, તેમ સત્ય સાથેજ જરા પ્રમાદનો અંશ મિશ્રિત થયેલો હોયછે: પરંતુ જેમ અંધકાર દિવસના પ્રકાશને વિશેષ તેજોમય કરેછે, તેમ પ્રમાદનું અસ્તિત્વ આપણને સદા મહાસત્યના શોધપર લાવી મૂકેછે: જગત્‌માં પાપે પ્રવેશ ન કર્યો હોત તો એ ખરૂં છે કે મનુષ્યનું મરણ નહિ થાત, પરંતુ તેને મોક્ષસુખની શી ખબર મળત? રાત્રિ તારાનું દર્શન કરાવેછે, જીવને થતો સંસારખેદ, સત્યને સૂઝાડેછે, તેમજ પાપનું જ્ઞાન પુણ્યની ખૂબી દાખવ્યા વિના રહેતુંજ નથી.

એપરથી એમ સિદ્ધ થાયછે કે હાલમાં વધતો જતો સુધારો કે જ્ઞાન નીતિનો પણ વધારો કરતો જાયછે.

---

# શું નાટકોથી લોકો નીતિમાન થાયછે?

**પેહેલો વક્તા.**—શ્રોતાજનો! જે સૌથી મનરંજક અને સૌથી અગત્યના વિષયોના વિષે આપણે વિચાર કરવો જોઇએ, તેઓમાંનો **નાટકોની નીતિ અને અનીતિ** એ પણ એક છે. આ જાતના વિનોદને વાસ્તે લોકો જે એકસરખો ઉત્સાહ દેખાડેછે, તેના વિષે જ્યારે આપણે વિચાર કરીએ છીએ. ત્યારે આપણને તેજ વખતે જણાયછે કે આ વિષય આપણા વાદને બરાબર યોગ્ય છે. કારણ કે માનવબુદ્ધિના કેટલાએક ઉત્તમોત્તમ લેખો નાટકદ્વારાએ લોકોને અર્પણ કરવામાં આવ્યા છે અને આવેછે તથા યુવાવસ્થામા સર્વ દેશકાળમાં નાટકશાળા એ એક મુખ્ય વિનોદસ્થાન ગણાવા લાગ્યું છે.

આર્યજનો! હું એવું સિદ્ધ કરવા માગું છુ કે **નાટકથી લોકો નીતિમાન થતા નથી.** વિનોદપ્રત્યે હું એક વૈરાગ્યવાનની દૃષ્ટિથી જોઉ છું તથા મારા ધર્મસંબંધી વિચારો નાટકની વિરુદ્ધ છે એ કારણોથી કરીને હું કાઇ ઉપલા સિદ્ધાંતપર આવતો નથી, પરંતુ સંપૂર્ણ ઉહાપોહ[1] કર્યા પછી મને એમ જણાયછે કે નાટકથી થતા ફાયદા કરતાં નુકશાન વધારે થાયછે.

નાટકોને લોકનીતિ સુધારણાનું એક મોટુ અને બળવાન સાધન કરી શકાય. એ વિષયપર વાદ કરવાનો હું ડોળ ઘાલતો નથી; તથા નાટકથી કરીને લોકનીતિ ઘણી સુધરી છે એ વાતની પણ હું કાંઈ ના પાડતો નથી; પણ આપણો વિષય એ આધુનિક નાટક છે, અને તે આધુનિક નાટકથી, હું ખાત્રીથી કહુંછું કે નુકશાનજ થાયછે.

ત્યારે હાલ, નાટક એ શું છે? દુર્બુદ્ધિઓના મલિન વિચારોને લોકપ્રસિદ્ધ કરવાનું એક દ્વાર છે, શૃંગારરસ ધનવાન લોકોમાં ચાલતા વ્યભિચારોમાંજ દેખાયછે, કરુણારસ ક્રૂર

---

1 શંકાસમાધાન; પ્રશ્નોત્તર.

ખૂનીઓના કૃત્યોમાં જણાય છે. સંગીતોની અંદર અતિશય અક્ષય મુર્ખતા છે; અને લાવણીઓ એ અધમ લોકોની બિભિત્સાનું એક ચિત્ર છે. આ તો સાક્ષાત્ નાટકનું વર્ણન થયું; હવે તેના કર્ત્તાઓ વિષે શું કહીએ ? ઘણુંખરા નાટકકારો વિદ્વાનો હોતા નથી તેઓને બીજો કોઇ આબરૂદાર ધંધો નહિ સુજવાથી અથવા તો તેમાં નહિ ફાવવાથી નાટક લખવા લખાવવાનો ધંધો લઇ બેસે છે. કવિતાનુ સાધારણ જ્ઞાન, એટલે માત્રા ગણના નામ માત્ર પણ જે જાણે છે. તેઓ પણ નાટક લખે છે. કવિકુલ ગુરૂ कालिदासनां નાટકો સાથે આજનાં નાટકોને સરખાવતાં જમીન અસ્માનનો ફેર જણાય છે ક્યાં તેનું જગપ્રસિદ્ધ शाकुन्तल ને ક્યાં આજનું **કામસેન રસિકા.**

આજના નાટકોનો જેને પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તેણે રાત્રે ગ્રાન્ટરોડ ઉપર જવું, પ્રથમ તો એ સ્થળજ વેશ્યાવાડો છે. પછી ત્યાં જનારા તથા વસનારા લોકો બહુજ હલકા પ્રકારના હોય છે. અને ત્યાં થતાં નાટકોમાં **સદેવંત સાવલિંગા, કામસેન રસિકા.** તથા **ઇન્દ્રસભા** વગેરે હોયછે અને પ્રહસનોમાં[1] **જાફર અને કેસર, ચાંદબી** જેવા હોય છે. લોકોને ત્યાં રોજ જવાનુ વ્યસન લાગે છે. ને પછી તેઓ બહુ દુઃખી થાય છે. કેટલાકો નાટકોની ઉપજોના ઇજારા લે છે ને તેમાંજ બરબાદ થઇ જાય છે.

હવે નાટકોના પાત્રો વિષે બોલીએ. તેઓમાં કેટલીક વખતે વેશ્યાઓ પણ હોય છે. કોઈ કોઇ વખતે નિશાળે જતા વિદ્યાર્થીઓને પણ એ વાતનો છંદ લાગે છે, ને તેઓ એવે આડે રસ્તે ઉતરીને ફસી પડે છે. ઘણું કરીને એ ધંધો કરનારા લોકો અધમ વર્ગના હોય છે. ત્યારે હવે એવા લોકોના નાટકોથી કેવા નીતિમાન થવાય ?

જેઓ આવા નાટકોને આશ્રય આપનારા હોય છે, તેઓનું

---

1 ફારસ.

વર્ણન હવે સાંભળો. જેઓ પૈસાવાળા હોય છે, ને જેઓને કંઇ કામ ધંધો હોતો નથી તેવા લોકો, ગામની અંદર જે આળસુ લોકો હોય છે તે, તથા મજુરી કરીને પેટ ભરનારા હલકા વર્ગના લોકો રાત્રે રખડવાને તથા ઉજાગરો કરવાને જાય છે ને પછી દિવસે ઘણા વખત સુધી પડી રહે છે ને મોડા ઉઠે છે, એવા લોકો ઉંઘ વેચીને ઉજાગરો લે છે ને પૈસા ખરચીને દુ:ખી થાય છે.

શ્રોતાજનો ? હવે આટલું બોલી રહ્યા પછી આ બધા વિષયો કેટલા નીતિવૃદ્ધિકારક છે એ તમને પૂછવાની મને કંઇ આવશ્યકતા રહેતી નથી. **મારૂં મત તો નાટકના પ્રતિપક્ષમાંજ છે.** અને જયાં સુધી એના પક્ષમાં હું કંઈ વધારે કોટીઓ[1] સાંભળું નહિ, ત્યાંસુધી મારો વિચાર એમનો એમજ રહેશે.

**બીજો વક્તા.**—સભ્યજનો ! પ્રથમ વક્તાએ જોકે ઘણી ચાતુરીથી વ્યાખ્યાન કર્યું છે, તથાપિ કેટલાક વિષયો એમના લક્ષમાંથી જતા રહ્યા છે. કાલિદાસનાં નાટકોના જેવાં નાટકો હાલ નથી. થતાં, તેથી કરીને એવાં હવે થશેજ નહિ એમ કંઇ ઠરતું નથી. જગતની અંદર પ્રત્યેક વસ્તુનો દુરૂપયોગ થઇ શકે છે, તેમજ નાટકનું પણ થયું છે.

પ્રથમ વક્તાએ નાટકને વાસ્તે લોક રૂચિ કેવી છે તે દેખાડી આપ્યું છે. હવે શું એનાથીજ સિદ્ધ નથી થતું કે લોકો એને નીતિવૃદ્ધિકારક સમજે છે ? આવી લોક માન્ય અને જગ પ્રસિદ્ધ રૂચીને તૃપ્ત કરવી જોઇએ, કારણ કે એવી પ્રવૃત્તિ આખા જગતની છે. એવી રૂચિનો ભંગ કરવો એ વાજબી નથી. જો મારાથી બનેતો હું એની તૃપ્તિ કરૂં અને લોકોને એ દ્વારાએ નીતિવિનોદને માર્ગે ચડાવું.

---

૧ દલીલો.

આ વિષયનો વિચાર કરતાં આગલા વખતમાં નાટકોથી લોકોને કેટલો લાભ થતો એ વાતનું દુર્લક્ષ થવું જોઇતું નથી.

ગ્રીક્લોકો કરૂણારસદ્વારા તે વખતના જંગલી લોકોના હૃદયને કેવી રીતે દ્રવાવતા, અને તેમના અંતઃકરણને શુદ્ધ કરીને કેવા ઉચ્ચસ્થાનપર લાવતા એ વાતને આપણે વીસારી મૂકવી જોઇતી નથી; તથા રોમન્ નાટકકારોએ કેવી રીતે જનસમૂહને સુધારીને નીતિમાન કર્યો એ વાત પણ આપણે યાદ રાખવી જોઇએ, મહાકવિ कालिदास પોતાના અપ્રતિમ **શાકુંતલથી** જગદ્માન્ય થઇ પડ્યા છે એ પણ **નાટકનાજ** પ્રતાપ છે. એ પ્રમાણે નાટકકારો પોતાના ગ્રંથોમાં જગતમાં ચાલતા વ્યવહારો દર્શાવે છે અને પાત્રો તે ભજવી બતાવે છે, જે વખતે તમાસગીરો નાટક જોવા જાયછે તે વખતે તેઓ તેમાંજ તલ્લીન થઇ જાય છે અને જે જે સદ્ગુણો ત્યાં ભજવી બતાવવામાં આવે છે તેની છાપ તેઓના અંતઃકરણ ઉપર એવી તો મજબૂતીથી બેસી જાયછે કે તેનાં શુભ પરિણામ થયાવિના રહેતાં નથી.[૧] અર્વાચિન નાટક લેખકોમાં **રા. રા. રણછોડભાઇ ઉદયરામ** નીતિ વૃદ્ધિકારક નાટકો લખી ગુર્જર પ્રજા વર્ગમાં સુયશ પામ્યા છે.

હવે જો આગલા વખતમાં નાટકોથી લાભ થયા તો હમણા પણ થવા જોઇએ. જે એક વખત બીના બની તે ફરીથી પણ બને ખરી. અને જો કે **હાલના** નાટકોને સમ્મતિ આપવી અને એમના પક્ષમાં બોલવું એ યોગ્ય નથી, તથાપિ તે હવે સુધરતા ચાલ્યા છે, અને થોડા વખત પછી તેઓ પોતાની પ્રાચીન કીર્તિ અને ગુણોને પ્રાપ્ત કરશે.

પહેલા વક્તાએ નાટકોના અનુભવ લેવાને જે **આંટરોડ** દેખાડ્યો છે તેમ હું તમને **ફાર્બસ માર્કેટ** અને કોટ દેખાડું છું. આ સ્થળોમાં સંભાવિત લોકો વસે છે તથા આબરૂદાર

---

૧ જુઓ લલિતા દુઃખદર્શકની નવી આવૃત્તિનું છેલ્લું પૃષ્ઠ.

નાટકગૃહો છે અને ત્યાં થતાં નાટકોમાં **કુંદમાલા, રાજબીજ, જગદેવ પરમાર, ચાંપરાજ હાડો, નલદમયંતી, હરિશ્ચંદ્ર, ભર્તુહરિ, વનરાજ વિજય** ઇત્યાદિ છે, અને તે જોવાને પણ સારા સારા લોકો જાય છે.

**ત્રીજો વક્તા.**—સભાજનો ! મારા યોગ્ય મિત્ર જેમણે હમણાંજ પોતાનું બોલવું સમાપ્ત કર્યું છે, તેમની સાથે એક મત થતાં મને બહુ અડચણ પડેછે; કારણ કે મારામાં એમના જેવી વિચિત્ર તર્કશક્તિ તથા જ્ઞાન નથી.

નાટકના પક્ષમાં એમણે જે પ્રથમ કોટી કરી છે, તે અતિશય વિચિત્ર અને નવિન છે. તેઓ કહેછે કે કેટલાક લોકોને નાટકની રૂચિ છે, (પછી તે યોગ્ય હો કે અયોગ્ય તેનું કંઈ નહિ) માટે તેને પ્રદિપ્ત કરવો જોઈએ, એટલુંજ નહિ, પરંતુ એમ કરવું એ જરૂરનું છે. ખરેખર આતો ચમત્કારિક તર્કશક્તિ કેહેવાય, અને હું ધારૂંછું કે, એથી કરીને આપણે વિચિત્ર સિદ્ધાંતો ઉપર આવશું. **મુંબઈ** શહેરની અંદર કેટલાક ભણેલા લોકોમાં મદ્યપાનને માટે રૂચિ છે. હવે, આપણા મિત્રના કહેવા પ્રમાણે આ વિષયમાં પણ રૂચિને તૃપ્ત કરવી જોઇએ, કારણકે એ પણ એક રૂચિ છે માટે તેને તો તૃપ્ત કરવીજ જોઈયે. હવે તેથી હાનિ થાય કે લાભ તેનું કંઇ નહિ, કારણ કે લોકોની ઇચ્છાને તો પૂર્ણ કર્યા વિના ચાલેજ કેમ?

સજ્જનો ! આગલા ગૃહસ્થે રૂચિ વિષે જો બરાબર વિચાર કર્યો હોત, તો તે જરા યોગ્ય બોલતે. એમણે વિષયનો વિચાર કરવાની જે રીતિ વાપરી છે તે તો ખરાબર છે, કારણ રૂચિ વિષે જો એઓ વિચાર કરતે તો, એમનો વિચાર નાટકના પ્રતિપક્ષમાં જતે.

હવે લોકોના હૃદયમાં નાટકને વાસ્તે ઉત્સાહ કેમ ચોંટયો છે, તેનો વિચાર કરીએ. ગૃહસ્થો ! જેઓને આ સંસારમા સુખ હોતું નથી, અથવા જેઓને હોયછે, તથાપિ જે તેને

પસંદ કરતા નથી, તેવા લોકોના ચિત્તને વિષે એ ઉત્સાહ હોય છે, અને તેઓજ એવા કૃત્રિમ સંસાર ચિત્રમાં આનંદ માની લેછે. એવા લોકો અસંખ્ય છે, માટે સઘળા કાળમાં નાટકના અસંખ્ય પક્ષકારો હોય એમાં કંઇ આશ્ચર્ય નથી.

વળી આર્ય ધર્મ શાસ્ત્રનું પણ નાટકની વિરૂદ્ધમાં વચન છે તે આ પ્રમાણે—" काव्यालापांश्च वर्जयेतू, " ગૃહસ્થો ! નાટકનું ચિત્ર એ ખરેખર અસત્ય છે, માટે હું એને નીતિ હાનિકારક સમજુ છું, અને એજ કારણસર હું એટલો બધો એનો પ્રતિપક્ષી છું.

**ચોથા વક્તા.—નાટકને** વિષે મનુષ્યોની આસક્તિના હેતુનું આનું સ્પષ્ટીકરણ જે હાલ કરવામાં આવ્યું છે તે કોઇ પણ પ્રકારે વિવેક યુક્ત અથવા સત્ય નથી, મનુષ્યને વિનોદની સર્વથૈવ આવશ્યકતા છે, વિનોદજ નાટક પ્રત્યે એ રૂચિનું પ્રથમ અને મુખ્ય કારણ છે એ નિ:સંદેહ છે, મનને શ્રમિત કર્યો પછી તેને શાંત અને વિલસિત કરવું જોઇએ; અને નાટ્ય ભૂમિનાં રમણીય કૃત્યો, એવા વિલાસને વાસ્તે ઉત્તમ સાધન છે. પરંતુ તેવા ભોગને માટે પ્રથમતો નાટકની રચનાજ સાક્ષાત્ મનને મહાઆનંદ દાયક છે, તે સૃષ્ટિનું વીરરસ પ્રધાન ચિત્ર આપેછે, અને તેથી કરીને સંસારથી વિમુખ થયેલા અને ચિંતાગ્રસ્ત પ્રેક્ષકના પરિશ્રાંત તથા ખેદયુક્ત મનને ઉન્નત કરેછે, આનંદિત કરેછે તથા તેને ઉત્તમ સ્થિતિમાં લાવી મૂકેછે. નાટ્ય ભૂમિ નીતિદાયક છે એ સિદ્ધાંત મારા મનને ઉપલી વાત ઉપરથી ટેકો આપેછે. જ્યારે મનુષ્યને આ સંસાર વિરસ તથા બધા માણસો ક્ષુદ્ર ભાસેછે: અધમતા, સ્વાર્થતા, કટુતા, તથા દંભ વિગેરે જે તે પોતાની આસપાસ નિત્ય જોયછે, તેથી મનુષ્ય માત્રના વિષે તેને ઘણો અપકૃષ્ટ મત થઇ જાયછે. પરંતુ **નાટ્યભૂમી** મનુષ્યને આ સંસારનું મનોહરતમ તથા દેદીપ્યમાન ચિત્ર આપેછે, તે મહાન્ ભદ્ર તથા યશસ્વી પુરૂષોને તેની સન્મુખ લાવીને મૂકેછે, અને તે દ્વારા પ્રથમ જે

એણે વિચારો બાંધ્યા હતા તેને ઉન્નત કરીને ઉત્તમ કરેછે. માનવ જન્મમાં કેવા કેવા પ્રકારનાં સુખો પ્રાપ્ત થઇ શકેછે; એવું ચિત્ર નાટકદ્વારા દુઃખી મનુષ્યો જોઇને સ્વદુઃખની ઉપેક્ષા કરેછે. **નાટકગૃહમાં** જ્યારે આપણે પ્રવેશ કરીએ છીયે ત્યારે કપટ દંભ લોભયુક્ત આ સંસારનું આપણને વિસ્મરણ થઇ જાયછે, અને આપણે મનોરથસૃષ્ટિના સુંદર લોકમાં નિવાસ કરીએ છીએ. ત્યાં પવિત્રતા, પ્રૌઢતા, તથા ચૌર્યથી આપણના અંતઃકરણને આનંદ કરવાનો નયનોત્સવ થાયછે, તથા ત્યાં જે સાધુની પ્રતિમાએનું આપણને દર્શન થાયછે, તે પોતાની જોડે આપણને પણ સન્માર્ગમાં પ્રયાણ કરવાને અથવા તેમની સદ્દશ કીર્ત્યુપાર્જન કરવાને પ્રેરણા કરેછે. શૌર્ય, બળ, પ્રતિજ્ઞા તથા પ્રીતિ, એ ગુણોનું દર્શન નાટક આપેછે, તેથી કરીને પ્રેક્ષકોના અંતઃકરણમાં તેવા ગુણોને ઉત્તેજન તથા પુષ્ટિ કંઇ થોડી ઘણી મળતી નથી એ વાતતો તમારે નિશ્ચિત માનવી જોઇએ.

**પાંચમો વક્તા**—પ્રિય બાંધવો ! ગતવક્તાએ **નાટકના** પક્ષમાં જે પ્રયોજન આગ્રહ પૂર્વક દર્શાવ્યું છે, તેજ તેના ઉન્માર્ગ બોધના વિષે બલિષ્ટ પ્રમાણ છે.

તેમણે કહ્યું કે **નાટયભૂમી** સંસારને વીરરસ પ્રધાન કરી મૂકે છે, હું એ વાતનો અંગીકાર કરૂં છું. પરંતુ, બંધુજનો, આપણને તો **વાસ્તવિક સૃષ્ટિ** અપેક્ષિત છે, અને કાલ્પનિક નહિ. આપણે કંઇ કપોલકલ્પિત વૃત્તાન્તો જોવા માગના નથી, પરંતુ આપણી ઇચ્છા તો સંસારને વિષે જે ચરિત્રો નિત્ય દેખાવામાં આવે છે, તે જોવાની છે. **નાટયકળા** આપણી દૃષ્ટિ સમક્ષ સત્યને સ્થળે અસત્ય વિષયો ધરે છે, એજ વાત એના ખંડનમાં ઘાતક પ્રમાણ છે, કારણકે નાટકના ઉદ્દેશનેવિષે જગત્‌માં જે સર્વોત્કૃષ્ટ નાટકકાર થઇ ગયો છે, તેનું એવું વચન છે કે નાટયભૂમિનો હેતુ ગુણવતીને પોતાના જેવા પુરૂષ, દેખાડવાનો, જનસમૂહનો તિર-

સ્કાર કરનારાઓને પોતાની પ્રતિમાનું દર્શન કરાવવાનો અને જે લોકોનું તે સમયમાં પ્રાબલ્ય હોય તેમને પોતાનું સ્વરૂપ અને કર્તવ્ય દર્શાવવાનો છે." અને વળી જ્યારે નાટકના પક્ષકારો નાટકના દુરૂપયોગથી ભુંડુ થયું છે એ વાતતો તેઓ સ્વતઃજ માન્ય કરે છે, ત્યારે હવે તેનો વધારે પક્ષ કેમ થાય એ મને સમજવું કઠિણ પડેછે.

અને આ "વીરરસ, વીરરસ" જે કરેછે તે શું છે? રંગભુમિ ઉપર કેવા વીરો અને પ્રતિમાઓ હોય છે. તેઓ તો ન્યૂન બળવાળાઓને જીતી લેનારા, કીર્ત્તિના ભૂખ્યા, પ્રવીણ ધૂર્તો, મનસ્વી લોકો, રૂધિરથી કલંકિત હસ્તવાળા યોદ્ધાઓ ઇત્યાદિ હોય છે, અને તેવા લોકો શાનો બોધ કરેછે? લોભનો, કીર્ત્તિનો, માનનો, યુદ્ધનો, અને પાશવ શૌર્યનો, એ પ્રકારના સદ્ગુણોનો નાટક બોધ કરે છે.

ઉપર જે ઉદાહરણો કહ્યાં તેવાંજ ઘણુજ કરીને બધા નાટકોમાં હોયછે. દુર્ગુણોને સદ્ગુણોનું રૂપ આપવામાં આવેછે, મૂર્ખતાને જ્ઞાન બતાવવામા આવેછે અને અપરાધીઓને મહાન્ પુરૂષો કરવામાં આવેછે. **નાટયકળાને ભવિષ્ય કાળમાં સુધારી શકાય** એ કંઇ આપણા વાદનો વિષય નથી; પરંતુ આપણો વિષયતો "વર્ત્તમાન કાળના નાટકની સ્થિતિ" કેવી છે તે તપાસવાની છે અને તત્સંબંધમાં જે કંઇ આપણે જોઇએ છૈયે અને જાણીએ છૈયે, તેના ઉપરથી વિચારતાં મનેતો ભાસેછે કે, નાટકનું વલણ કુમાર્ગ પ્રત્યે છે.

**છઠ્ઠો વક્તા.**—પ્રિયબંધુજનો, **નાટક** તથા **નાટ્યભૂમિ** ઓના વિષે ઘણી અનિતી છે, એ વાદનો અનંગીકાર કરવો એતો મૂર્ખતાજ છેઃ પરંતુ **નાટક**થી કરીને લાભ કરતાં હાનિ વધારેછે એમ કહેવું, એ પણ હું એટલીજ મૂર્ખતા સમજું છુ. આપણા મિત્ર, ગતવક્તાએ આપણને **નાટક**નાં કેટલાંક **કુચિત્રો** દેખાડ્યાં છે; પરંતુ તેનું **સુચિત્ર** આપણને

એક પણ દેખાડ્યું નથી; એટલુંજ નહિ, પરંતુ તેણે આપણને એટલા સુધી માનવાને કહ્યું કે, તેમાં કંઇ સુચિત્રો છેજ નહિ. હવે આ એનો એક મહાપ્રમાદ છે એમ સિદ્ધ કરવાને હું પ્રયત્ન કરૂં છું.

હું **નાટકની** સત્પ્રતિમાઓમાં રાજા હરિશ્ચંદ્રનું ઉદાહરણ આપું છું. એણે આદિથી કરીને અંતપર્યંત **સત્યને** માટે દુઃખો સહન કર્યાંછે, બીજું સાવિત્રિનું, એમાં સાવિત્રિના પાતિવ્રત્યનું અપ્રતિમ ચિત્ર છે. ત્રીજું દમયંતિનું દૃષ્ટાંત લ્યો, એમાં કંઇ ઓછી પતિસેવા નથી.

હું એથી પણ વધારે ઉદાહરણો આપું, પરંતુ આટલાંજ ઉચિત છે. **નાટ્યભૂમિ** અનીત્યુત્તેજક છે એવું સિદ્ધ કરવાને જે આટલા બધા વક્તાઓએ શ્રમ લીધો છે તે વ્યર્થ છે. અને તે તેવી નથી એમ સ્થાપિત કરવાને આટલાં પ્રમાણો હાલતો બહુ છે.

**સાતમો વક્તા.**—આર્યો, ગતવક્તાએ "**નાટ્યકળા પ્રયોગને**" "**નાટ્યકળા**" ના સ્થાને વાપરવાની ભૂલ કરી છે, પરંતુ તેનું પ્રદર્શન અને **નાટ્યકળા** એ બેઉ પૃથક્ વસ્તુઓ છે. **કળાથી** કરીને નાટ્યગૃહને વાસ્તે નાનાપ્રકારનાં નાટકો રચાય છેઃ પરંતુ તે ગૃહને વિષે કેવાં નાટકો અને કેવી રીતિએ તે ભજવી બતાવવામાં આવેછે એ પ્રકરણ કેવળ ભિન્ન છે.

હવે કહેવે એમજ છે કે જે જે સુંદર નાટકોના વિષે ગતવક્તાએ જણાવ્યું છે તે કદી પણ નાટ્યભૂમિ ઉપર ભજવી બતાવવામા આવતાં નથી **कालिदासनुं शाकुन्तल, उत्तररामचरित भवभूतिनुं, शंकरलालनुं सावित्रि चरित्र** ઇત્યાદિ જે મહાન નાટકકારોએ અમર લેખો કર્યાછે તેના જો નાટકાલયોમાં પ્રયોગ કરવામાં આવતા હોય, તો નાટકની વિરૂદ્ધમાં મત થાય નહિ. પરંતુ એવેજ કંઇ યોગ બનેછે કે, આ ગ-

હાન્ નીતિમાન્ ગ્રંથકારોનાં નાટકોને ભજવી બતાવવામાં આ-વતાંજ નથી. જો કદાચિત્ કોઇ સૂત્રધાર આમાંનો કોઇ ની-તિમય નાટક કરે તો પ્રેક્ષકો તેજ વખતે પલાયન કરવા માંડે છે; અને કદિ આ ગ્રંથકારોનાં નાટકો નીતિયુક્ત છે એમ સ્વીકારીએ, તો તે ઉપરથી એમ સિદ્ધ થાયછે કે, તે નાટકો નાટયભૂમિને યોગ્ય નથી, અથવા શબ્દાંતરમાં કહીએ તો નીતિની ત્યાં ઉપેક્ષા થાયછે, કારણકે તે સ્થળમાં નીતિની અ-પેક્ષા જોવામાં આવતીજ નથી.

આપણને જે વિષયનો નિર્ણય કરવો છે, તે તો માત્ર એજ છે કે, આપણી **નાટયભૂમિને** અર્થે નીતિયુક્ત નાટકો લ-ખાય છે કિંવા નહિ ? અથવા જે નીતિ યુક્ત નાટકો છે તે તે-વીજ રીતિએ ત્યાં ભજવી બતાવવામાં આવે છે યા નહિ ? હું તો એ વાતની “ ના ” પાડું છું અને તે પણ સપ્રમાણ. હું સર્વ શ્રોતાજનોનેજ પ્રણામ કરીને પ્રશ્ન કરૂં છું કે, આપણી **નાટય-ભૂમિ** ( વ્યક્તિરૂપે નહિ પરંતુ સમષ્ટિ રૂપે ) શું આપણી સમક્ષ ગર્હિતતમ નિ:સાર પ્રકરણો અને અતિશય દુ:ખદાયક અનીતિ ધરતી નથી ?

જો કદાચિત્ કોઇને એમ પૂછવાનું મન થાય કે, લોકોને પ્રિયતમ નાટક કયું છે ? તો હુ તેમનો ઉત્તર દઇશ કે, **સદેવંત સાવલિંગા, કામસેન રસિકા, ચાંદણી, કપુરચંદ-પાનાચંદ** તથા **ઇંદ્રસભા** જે જે નાટકોમાં વ્યભિચાર, શૌર્ય, દ્યુત, પ-રધન હરણ ઇત્યાદિ અનર્થ હોય તો તેમાં પ્રેક્ષકો વિશેષ હશે. **નાટયભૂમિ** નીત્યુપદેશક છે એમ મારૂ કહેવું નિષ્ફળ છે, કારણકે નાકટનાં પાત્રોનાં વચનો જોઇએ તેવાં નીતિદાયક હોય તોપણ લોકો તેનું ગ્રહણ કરતા નથી.

મેં પ્રથમ કહ્યુ છે કે, **કાલિદાસ, ભવભૂતિ, શંકરલાલ** તેમ **રણછોડભાઈ** ઇત્યાદિ મહાન નાટકકારોનાં નાટકો જો ભ-જવી બતાવવામાં આવતાં હોય તો એક ક્ષણમાત્ર પણ ના-

ટંકશાળાના પ્રતિપક્ષમાં કોઇ વિદ્વાન થઇ શકે નહિ. આમ કહેવાથી હું કંઇ અન્ય જનોની પેઠે અંધપરંપરાથી એમને સર્વોત્તમ કહેતો નથી. પણ **કાલિદાસ, શંકરલાલ રણછોડભાઇ, કાબરાજી,** એમણે પોતાના નાટકોમાં સુનીતિનો ઉદ્દેશ રાખી નિયમસર, નાટકો લખ્યાં છે, ને લોકો વખત જતાં તેનેજ વખાણશે.

**આઠમો વકતા.**—બાંધવો, **નાટક** એ એવાતો સયુક્તિક અને સ્વાભાવાનુગત વિનોદ છે કે, જ્યાંસુધી એના પ્રતિપક્ષમાં એનો દુરૂપયોગ થયો છે એવાં બળવત્તર પ્રમાણ નહિ આપે ત્યાંસુધી હું તો એના પક્ષમાં રહીને એનાથી લાભજ થાયછે, એવું પ્રતિપાદન કરીશ.

આ પ્રકારના વિનોદને માટે રૂચિ સાર્વત્રિક છે (એ વિષયનું લોકોએ હાસ્ય કર્યું છે. તથાપિ) એ **નાટક**ના પક્ષમાં એક બળવાન પ્રમાણ છે. કારણકે, વિનોદનો જો સદુપયોગ કરવામાં આવે તો તે સદા નીત્યુપદેશક થઇ શકેછે; અને તેથી કરીનેજ આ સાર્વજનિક વિનોદ, જ્ઞાન અને લાભનું સાર્વત્રિક સાધન થવાને શક્તિમાન થાયછે.

જે સમયથી એક બાળક વિચાર કરવાનો તેમજ વર્ત્તવાનો આરંભ કરેછે, તે સમયથી તેની આસપાસ જે જે ક્રિયાઓ થતી તે જોય છે, તેનું અનુકરણ કરવાનું તેને પ્રિય લાગે છે. હવે હું એ ઇચ્છાનો ભંગ કરવા ઇચ્છતો નથી; કારણ, તે રૂચિ સ્વાભાવિક હોવાથી તેનો પ્રતિબંધ કરવાને હું કેમ આશા રાખી શકું, પરંતુ જો મારાથી બને તો તેને યોગ્ય રૂપ આપું, અને તેને નીતિમાં યોજું, જેથી કરી નાટ્યરંગભૂમિ સારી રંગભૂમિ નિશ્ચયે બનીજાય.

વળી મેં પ્રથમ કહ્યું છે કે, એ રૂચિ ન્યાયાનુસારી છે. મનુષ્ય એ [1]અનુકરણશીલ પ્રાણી છે, અને ઇશ્વરે એને સકારણ ઉત્પન્ન કર્યો છે; કારણકે અનુકરણથી એને જ્ઞાન પ્રાપ્ત થા-

---

૧ નકલિયોવાળો.

પછે, તેટલા માટે મનુષ્યોને અને વસ્તુઓને જે જે ભિન્ન ભિન્ન સ્થિતિઓ કલ્પી શકાય, તે દેખાડવામાં આનંદ માનવો એ ન્યાય્ય છે. આ પ્રમાણેની પ્રતિકૃતિઓના દર્શનથી મનુષ્યની બુદ્ધિ તીક્ષ્ણ થાય છે, તેની વિચાર શકિત જાગૃત થાય છે, અને તેની અનુકંપાની વૃદ્ધિ થાય છે, તે વિચારતાં, નિર્ણય કરતાં, તથા અનુભવ લેતાં શીખે છે; અને આ કલ્પનાની, અનુકરણશીલ સૃષ્ટિથી તે પ્રત્યક્ષ સંસારમાં વર્ત્તવાને યોગ્ય થાય છે. આ પ્રમાણે તે ઉપદેશથી નહિ, પરંતુ પ્રતિકૃતિઓથી નીતિમાન થાય છે. કલ્પિત પ્રકરણોમાં જોયેલી બુદ્ધિનો તે સાક્ષાત્ સંસારમા ઉપયોગ કરે છે, અને **નાટ્યભૂમિ**ના કલ્પિત પ્રાણિઓને વાસ્તે તેને જે સમદુ:ખતા થાય છે, તે સંસારના વિષે દુઃખિત જનો જ્યારે તેને મળે છે ત્યારે તેનાપ્રતિ વૃદ્ધિ પામેલી તે વૃત્તિ જોવામાં આવે છે. આ કારણોથી હુ **નાટ્યભૂમિની** પ્રશસા કરૂં છું.

**નવમો વકતા.**—ગતવકતાની યુકિતઓ મને કંઇક વિચિત્ર ભાસે છે. તેમણે એમ કહ્યું છે કે, બાળકોને **નાટક**ને વાસ્તે રૂચિ હોય છે, માટે મનુષ્યોને વાસ્તે એ એક યથોચિત્ત અને યોગ્ય વિનોદ છે. હવે એમની ઉકિતને સ્વિકારતાં, એથી યથાર્થત મને વિરૂદ્ધ પક્ષનો નિર્ણય સુઝે છે. આ ઉપરથી કાર્યવશ. એમ નિષ્પન્ન થાય છે કે, ( બાળવિનોદ પુરૂષવિનોદને વાસ્તે અયોગ્ય છે. ) ખેલન બાળકોને પ્રિય લાગે છે, પરંતુ જેમ જેમ તેમને યૌવન પ્રાપ્ત થતું જાય છે, તેમ તેમ તેનાઉપરં તેમને અરૂચિ ઉત્પન્ન થતી જાય છે. સર્વ બાળકોના મન મુગ્ધાભિનયથી રંજિત થાય છે, પરંતુ તેથી કરીને કોઇ વિચારવાન પુરૂપ એમ કહી શકશે કે, પ્રાપ્ત યૌવનોને વાસ્તે પણ નિ શબ્દ લાસ્ય એ યોગ્ય વિનોદ છે ? માટે બાલરૂચિઓ **નાટ્યભૂમિના** પક્ષ કરતાં પ્રતિપક્ષને વધારે અનુમોદન આપે છે.

ગતવકતાની અંત્ય યુકિતને પણ હું સદોષ ગણું છું. તે માને છે કે આદર્શથી કરીને નાટક નીત્યુપદેશ કરે છે; તથા આપણા વિષે

સહાનુભવને ઉત્પન્ન કરીને અને આપણી ગ્રહણ શક્તિને તીક્ષ્ણ કરીને આ પ્રપંચમાં વર્ત્તવાને આપણને સામર્થ્યવાન્ કરે છે. આ વાતનો હું અંગીકાર કરી શકતો નથી. નાટ્યગૃહમાં આપણા મનમાં જે ઉદ્દીપન થાય છે. તે સત્ય નથી પરંતુ અસત્ય છે. આપણા ચિત્તમાં જે ક્ષોભ થાય છે તે સત્યથી નહિ પરંતુ અસત્ય અને દોષથી થાય છે; મુખ્ય કરીને તે અસત્ય વસ્તુઓ પ્રત્યે થાય છે. જ્યાં સુધી આપણી સમદુખિત બુદ્ધિનો નાશ થાય, ત્યાં સુધિ આપણો ચિત્તપ્રકોપ અસત્ય દર્શનથી થાય છે, ( જેવાં કે, રૂધિર રંજિત [1]આનતાયીઓને વાસ્તે આપણ ને દયા આવે છે, કૃત્રિમ સંતાપને વાસ્તે આપણું ચિત્ત દ્રવે છે, અને શૂર દુરાત્મનો પ્રત્યે આપણને સાનંદાશ્ચર્ય થાય છે. ) આ દુરાચારની આથી વધારે ગણના થઇ શકે નહિ. આવી રીતિથી ક્ષુબ્ધ થયેલા મનની સમતા પ્રતિકૃતિવિના થાય નહિ. અને આ વિષયમાં આપણે નિશ્ચિત સમજવું કે, જે મનુષ્ય નાટ્યભૂમિ ઉપરના દુ.ખ અને સંતાપના કૃત્રિમ ચિત્રોથી આકુળ થયો હોય, તેની પાસેથી તે જ્યારે નાટકગૃહથી ઘેર જાય ત્યારે માર્ગમાં જો કોઈ યાચક ભિક્ષા માગવા આવે તો તે તેની અવધીરણા કર્યાવિના કદિપણ રહેશે નહિં. બંધુજનો આવા દોષજનક નિશ્ચયોથી, **નાટ્યભૂમિ** મને અનીતિજનક ભાસે છે.

**દશમો વક્તા.**—આર્યજનો, ગતવક્તાઓમાંના એકે નાટ્યભૂમિ ત્યાજ્ય છે, એની પુષ્ટિમાં પાત્રોની અનીતિ જણાવી હતી. હવે આ વિષયનું ખંડન કર્યા પૂર્વે, હું મારા મિત્ર, તે વક્તાને એમ જણાવું છું કે, બીજા મનુષ્યો પણ નાટકના પાત્રો જેવા આ નિત્ય જગતમાં હશે; પણ તે માત્ર પ્રસિદ્ધ નહિ હોય. નાટકી મનુષ્યો સાર્વજનિક હોવાથી, તેઓ લોકમાં નિંદાસ્પદ વધારે હોય છે, એમના સંબંધમાં આવો પ્રકાર હોવાથી

---

[1] Ruffians.

એમના દોષ પ્રકાશિત થાયછે, તે વિના તેઓ અતિશય વિ-
કારવેષ્ટિત છે, એ વિષયનું પણ આપણે સ્મરણ રાખવું જો-
ઇએ: અને એમના સ્થળે જો કોઇ બીજો મનુષ્ય હોય તો
તે પણ પરાજિત થયા વિના રહે નહિ. બાંધવો, આમ ક-
હેવામાં મારો હેતુ કંઇ નાટકી લોકોને દોષ મુક્ત કરવાનો
નથી, પરંતુ તે લોકોના ઉન્માર્ગ ગમનનું મુખ્ય કારણ સ્પષ્ટી-
કરણ કરવાનું છે.

મારા વિચાર પ્રમાણે, **નાટ્યભૂમિના** સદુપયોગોનું અ-
દ્યાપિ યથાર્થ વિવેચન કરવામાં આવ્યું નથી. એ વિષયમાં
મહાન પ્રમાણ પુરૂષ **શેકસપિઅર** નાટકનો **પ્રત્યક્ષ હેતુ**[1]
આજ કહેછે કે, **વર્તમાન જગવ્યવહારની પ્રતિચ્છાયા
દર્શાવવી,** પરંતુ તદ્વ્યતિરિક્ત અન્યકાર્યો પણ એ કળાથી બની
શકે[2] છે. ઘણાક સમયે પ્રજા સંતોષ અને રાષ્ટ્રીયક્ષોભનું શમન ક-
રવામાં એનો પ્રયોગ કરવામાં આવ્યોછે. મૂલ્યવિના લોકોને
નાટકો દેખાડીને **બ્રુટસે રોમ** નગરીમાં થતા ભયંકર પ્રકૃતિ-
કોપનું નિવારણ કર્યું હતુ. ઇંગ્લાંડમાં પણ આ પ્રચારનો
આશ્રય કરવામાં આવ્યો હતો, અને તે સફળ થયો હતો.

વળી મોટા લોકોના દુર્ગુણોનું આવિષ્કરણ તથા ઉપહાસ
કરવામાં પણ આ કળા બાહુ ઉપયુકત છે. જ્યાં રાજસભા
હોયછે, ત્યાં સદા વિટો, ચાટુ, વાદીઓ, વિપયીઓ, નિંદકો ઇ-
ત્યાદિ નીચ લોકો પણ હોયછે. આવા પુરૂષોને ઉપહાસાસ્પદ
કરવામા તથા તેમની નિર્ભત્સના કરવામા **નાટ્યભૂમિ** એ
એક ઉત્તમ સ્થાન છે.

વળી **નાટ્યભૂમિમાં** એક બીજો મહાગુણ એ છે કે, તે

---

૧ Direct object. ૨ To reflet the age but it can do other things boyond this National school.

વકતૃત્વની માત્ર એકજ **દેશિકશાળા** છે. વકતૃત્વની કળામાં જેમનું આપણે સદનુકરણ કરી શકીએ એવા આદર્શો આપણને માત્ર નાટકગૃહોમાંજ પ્રાપ્ત થાયછે; અને આ સમય, જેમાં વકતૃત્વશક્તિ આટલી બધી આવશ્યકી તથા અમુલ્ય છે. તેવામાં, મારા અભિપ્રાય પ્રમાણે, **નાટ્યભૂમિ**ના પક્ષમાં એ એક સમર્થ પ્રમાણ છે.

**અગીઆરમો વક્તા.—નાટ્યભૂમિ**ની નીતિના પક્ષના પૂર્વભાગમાં જે યુક્તિઓનો [1]ઉપન્યાસ કરવામાં આવ્યો હતો, તેમાં મારે કેહેવું જોઇએ કે, કંઈ પણ મહત્વ હતું, પરંતુ જેમ ચંદ્રમાની કળાઓ પૂર્ણિમાથી અમાવાસ્યા પર્યંત ક્રમે કરીને નષ્ટ થાયછે તેમ, ત્યાર પછી જે પ્રમાણો આપવામાં આવ્યાં છે. તેમાં ગૌરવના સબંધમા એવુંજ થયુ છે.

ગતવક્તાએ જે કોટીઓ કરી છે, તે સૌથી નિર્માલ્ય છે; ચાલો આપણે તેનો નિર્ણય કરીએ.

વારૂ, પ્રથમતો તે કહે છે કે, પાત્રોની અંગીકૃત અનીતિ તે જગપ્રસિદ્ધ હોવાથી ક્ષન્તવ્ય છે; વળી તેનું કારણ એવું આપેછે કે, જો અન્ય લોકો એમની સ્થિતિમાં હોયતો, તેઓ પણ તેવાજ અપરાધી થાય. **નાટ્યભૂમિ**ના પ્રતિપક્ષમાં જે જે બલિષ્ટ પ્રમાણો આપણે આપી શકીએ તેમાંનું આ પણ એક છે. અન્યલોકોને જો પાત્રોની અવસ્થામાં મૂક્યા હોય તો, તેઓ પણ એવાજ અનીતિવાન થાય, એ હું અંગીકાર કરૂંછું અને તે શું કરવા સ્વીકારં છું? કારણકે **નાટ્યભૂમિ** અનીતિકારક છે એ હું સ્પષ્ટ સમજુંછું; હેતુમત્ ભાવે કરીને એમ થવુંજ જોઇયે. **ડૉક્ટર જૉનસન્** જેવા પુરૂષને પણ એમ માન્ય કરવું પડયું હતું કે, મારા સદ્ગુણોને પણ **નાટ્યમોહિની** પગરૂ કરી શકે એટલા બધા વિકારહેતુઓ તે નિરૂ છે. અને **ડૉક્ટર જૉનસન્** વિના બીજા પણ સુપ્રખ્યાત-

[1] ઉપોદ્ઘાત.

ધિઓએ આ વાત સત્ય છે એમ અંગીકાર કર્યું છે, તથા દ્રષ્ટાંતોથી સ્પષ્ટ કર્યું છે. પ્રિયજનો, પાત્રોના દુર્ગુણોની ઉત્પત્તિ એ કંઇજ નહિ પણ માત્ર કાર્ય કારણાત્મક છે.

વળી, ગતવક્તાએ કહ્યું છે કે, **નાટકથી** પ્રકૃતિકોપની શાન્તિ કરી શકાય છે. હું તે મારા મિત્રને એક આખ્યાયિકા કહું છું, જ્યારે ફ્રેન્ચ રેવોલ્યુશનના સપ્ટેમ્બર માસમાં **ફ્રાન્સના રાજ્યમાં** ભયંકર ઘોરકર્મો વ્યાપી રહ્યાં હતાં, તે સમયે **રોબસપાયર** અને તેના અનુસંગીઓએ સઘળાં નાટકગૃહો કંઇ પણ મૂલ્ય લીધાવિના પ્રજાર્થે ખુલ્લાં મૂકાવ્યાં હતાં. આમ કરવાથી લોકોનાં મન અન્યમાર્ગમાં પ્રવૃત થયાં, અને તેથી કરીને તે સમયે જે દારૂણ વધો કરવામાં આવ્યા હતા તે પ્રત્યે આકાશને પણ કંપાયમાન કરી નાખે એવા એવા ઘોષો તરફ પણ લક્ષ આપવામાં આવ્યું ન હતું. ત્યારે નાટકશાળાનો ઉપયોગ તો એવો સિદ્ધ થાય છે કે, મનુષ્યની ન્યાયબુદ્ધિને રૂંધિત કરી નાખવી અને એની નીતિનો ઉચ્છેદ કરી નાખવો.

પુનઃ આપણને એમ કહેવામાં આવ્યું છે કે, મહાન પુરૂષોના દોષાવિષ્કરણ કરવામાં નાટકશાળાનો મહદુપયોગ થાય છે. હા ખરૂં ! પરંતુ આ કામતો ત્યાં કોઇ દિવસે પણ થતું નથી. મહાન પુરૂષોના આશ્રય ઉપર તો નાટકગૃહનું અવલંબન છે; તેથો કરીને તેમનો આક્ષેપ કરવાનું સાહસ ત્યાં બની શકે નહિ. શું ઇંગ્લાંડ દેશમાં **લૉર્ડ ચેમ્બરલેન્** જે શિષ્ટમંડળનો અગ્રણી તથા પ્રતિનિધિ છે, તે નાટકોને અનુજ્ઞાપત્ર આપતો નથી ?

અંતે, આપણને એમ કહેવામાં આવ્યું કે **નાટ્યભૂમિ** એ વક્તૃત્વશક્તિની શાળા તરીકે ઉપયોગી છે. હવે આપણને એવી વક્તૃત્વશક્તિની દૈશિકશાળાની કંઇ પણ અપેક્ષા નથી. જ્યાંસુધી મનુષ્યના મનને વિષે સ્વાભાવિક વૃત્તિયો,

ભાવો અને વિકારો છે, ત્યાંસૂધી તેમને દર્શાવવાને પણ પ્ર
કૃતિ પોતેજ આપણને શીખવશે, અને જ્યારે તેવી વૃત્તિયે
ભાવો અને વિકારો નહિ રહે, ત્યારે આપણે તત્સંબંધી શિ
ક્ષણની પણ કંઇ અપેક્ષા નથી.

એટલુંજ નહિ, પરંતુ નાટકનું પાત્ર પોતેજ શું પ્રકૃતિનુ
અનુકરણ નથી કરતો ? જ્યારે મૂળ સ્વતઃ વિદ્યમાન છે ત્યાં
પ્રતિકૃતિનું આપણને કંઇ પણ પ્રયોજન નથી, એ તો નિશ્ચિત છે

**બારમો વકતા.**—બાંધવો, સામ્પ્રતકાળમાં જેવી **નાટ્ય
ભૂમિ** આપણે જોઇએ છીયે તેનો જો કે હું મ્હોટો પ્રશંસક
નથી તથાપિ **કેવળ** એ વિનોદ વિષે જો વિચાર કરૂં તો એના
પક્ષમાં કેટલીક સાંસારિક યુક્તિઓ મળી આવેછે.

**નાટ્યભૂમિનો** દુરૂપયોગ થયાથી એના વિષે બાધ લેવામ
આવ્યો છે. હવે કેટલાક વકતાઓ જે પ્રથમ બોલી ગયા છે
તેની સાથે એકમત થઇને હું પણ કહૂંછું કે ઉપલી વાત યુક્ત
નથી. બીજા બધા વિષયથી વિભિન્ન કરીને માત્ર નાટ્યગૃહ
નોજ વિચાર કરવો જોઇએ. એની યોજના અને હેતુનું
જો સત્યતાથી વિમર્શન કરવામા આવે, તો મને નિશ્ચયે
ભાસે છે કે જે મહાશય નીત્યુપદેષ્ટા આપણે પ્રાપ્ત કરી શ
કીએ, તેવી તે થઇ શકે. વળી એને આપણી નિર્મલ નીતિ
શાળા પણ રચી શકાય એમ હું માનુ છું

**નાટ્યભૂમિના** આપણા પ્રત્યેના ઉપકારને આપણે વિ-
સ્મૃત કરવો જોઇતો નથી, એણે ગ્રીશિયાન્ લોકોની ઉન્નતિ
કરી, રોમનોની નીતિસુધારણા કરી, અજ્ઞાન ઇંગ્રેજ લો-
કોને ધર્મનું રહસ્ય તથા નીતિ શીખવ્યાં, અને ઇશ્વરની પ્ર-
ત્યક્ષ પ્રેરણા વિના જે જે મનુષ્યોએ લેખ કર્યા છે તેમાંથી
સત્ય અને જ્ઞાનના ઉત્તમ સંચયને **શેક્સપિયર** કવિદ્વારાએ
જગતને અર્પણ કરવ્યો છે.

મનુષ્યોના મનની શાન્તિ અને રંજન કરવાને અર્થે **નાટ-**

કની પંક્તિના સુગમ વિનોદની આવશ્યકતા **છે**, એ હેતુથી હું નાટકનો અધિકતર પક્ષ કરીશ. માત્ર વિશ્રાન્તિને અર્થે, **મહાન** પુરૂષોએ અતિશય નિર્માલ્ય તથા વસ્તુત અતિશય હાસ્યાસ્પદ એવા વિનોદનો પણ આશ્રય કર્યો છે. **ગ્રીસદેશ**ના એક પ્રખ્યાત રાજા પોતાના બાળકોની સાથે ક્રીડાશ્વો ઉપર સ્વારી કરતો હતો; એક નામાંકિત અગ્રેજ ઉમરાવ પોતાના પુત્રોનીસાથે લખોટે રમતો હતો, અને પદાર્થવિજ્ઞાની **બ્રુહાન** પોતાનો અધ્યયન શાળામાં બાજઠો અને ખુરસીઓ ઉપરથી કુદી જતો હતો. આથી સિદ્ધ થાય છે કે મનને વિશ્રામની અપેક્ષા છે અને તે તેને અવશ્ય મળવો જોઇયે. હવે હું તમને પ્રશ્ન કરૂ છું કે, નાટ- કની સાથે જેની તુલના કરી શકાય એવો બીજો કયો વિનોદ છે ? અત્રે એ વિષયનું હું ઉત્સર્જન કરૂં છું, કારણ કે હું ધારૂં છું કે હવે આ વાદવિવાદ પૂર્ણ થઈ ચૂક્યો છે.

**પ્રવેશક ( ઉત્તરમાં ).**—આ વિષયનો નિર્ણય તમને શ્રવણ કરાવવામાં હું તમારો વિશેપ કાળક્ષેપ કરવા ઇચ્છતો નથી. આ વિષયસબંધી મારા વિચારોમાં કંઇ પણ વિકૃતિ થઇ નથી, પરંતુ ઉલટો જે વાદવિવાદ થયો છે તેથી કરીને તેમને અધિકતર પુષ્ટિ મળી છે.

**નાટયભૂમિ.**—એ એક ઉપયોગી નીત્યુપદેશક પૂર્વે હતી, અને હવે પછી પણ તેવી થઇ શકે એ વિષયનો તો હું સત્વર અંગીકાર કરૂં છું, પરતુ તેજ **નાટયભૂમિ જે સ્થિતિમાં હાલ છે**, તે તો સર્વથૈવ બાધ્ય છે તથા તેનું વલણ પણ અનીતિ પ્રત્યે છે એમ માનવાને તો હું અદ્યાપિ સજ્જ છું.

આજના નાટકમાં શુ શું હોય છે ? કંઇજ નહિ, પણ અનીતિમય લેખો, અનીતિવાન પાત્ર વર્ગો, અનીતિમય અનુબંધો. અને અનીતિવાન્ પ્રેક્ષકો હોય છે. અને તે અસત્ય અનુભવો

અસત્ય સિદ્ધાંતો, અને અસત્ય હેતુઓને અતિશય ઉત્પન્ન કરેછે. તે વ્યસનિતાની, જાગરણની અને ઇતર દોષો જે પ્રથમ દર્શાવવમાં આવ્યા છે તેની જનની છે, અને તેથી કરીને હું નિશંકપણે એને નિંદિત કહુંછું.

અદ્યાવધિ જે યુક્તિઓનો **નાટ્યભૂમિ**ના પક્ષમાં ઉપયોગ કરવામાં આવ્યો છે, તેમાંની માત્ર એકજમાં કંઇક મહત્વ હોય એમ મને ભાસેછે; અને તે એ છે કે આપણે નાટકગૃહનોજ **માત્ર** વિચાર કરવો જોઇએ, અને તેનો દુરૂપયોગ કરવામાં આવ્યો છે એ કારણસર આપણને એના વિરૂદ્ધ થવું જોઇતુ નથી. હજુ પણ આ વિષયનો વિવિક્ત રીતિએ વિચાર કરાવ-વાને આપણા પ્રતિપક્ષીઓ ઉત્સુક હોય એમાં હું કંઇ આશ્ચર્ય માનતો નથી; કારણકે એમના પક્ષને જો કોઇ પણ પ્રકારે માનનીકરવો હોય તો તે માત્ર એજ દ્વારાએ છે. પરંતુ, આર્યજનો, આ પ્રકારે એ વિષયનો નિર્ણય કરવાની ના પા-ડવી એ શું આપણને યોગ્ય નથી? હવે એટલું તો સ્પષ્ટ છે કે **નાટ્યભમિનું વલણ અનર્થપ્રાય:** છે, અને તેટલામાટે એનાથી થતા અનર્થો લક્ષમાં રાખી એનો નિર્ણય કરવો ઉ-ચિત છે.

મનુષ્યોનાં મન રંજન કરવા સારૂ લઘુ વિનોદોની આવશ્ય કતાછે એ યુક્તિને **નાટ્યભૂમિ**ના પક્ષમાં ગત વક્તાએ આગ્રહ પૂર્વક જણાવી હતી. **નાટ્યભમિ** એ લઘુ વિનોદનું સ્થાન છે, એ વિષયમાં હું તેમની જોડે સંપૂર્ણ એક મત થાઉં છું, પરંતુ તે કારણસર એ વિશ્રાંતિ યોગ્ય છે એમ કંઇ હું એની સાથે માનતો નથી. એ ગૃહસ્થે પોતાનો પક્ષ સિદ્ધ કરવા સારૂ કેટલાંક ઉદાહરણોનું અવતરણ કર્યું હતું; પરંતુ તે ઉદાહરણો ક્યાં હતાં? જે જે મહાન પુરૂષોનાં એમણે નામ દીધાં છે તેઓએ તો પોતાની વસ્તુત: વિશ્રાંતિ સારૂ **નાટ્યભમિ**ની કિંચિત્ પણ અભિલાષા દેખાડી નથી, પણ

તેને સ્થળે અન્ય અને અધિકતર નિર્દોષ વિનોદોનું ગ્રહણ કર્યું છે. એ યુક્તિના વિષે એટલુંજ કહું છું.

વળી તે ગૃહસ્થનુ એવું કથન થયું કે નાટ્યભૂમિ એ નીતિશાળા છે. પ્રિયજનો, શાળા એ અત્યંત અનિષ્ટ શબ્દ તેણે વીણી કાઢયો છે. આપણે તેની શિક્ષાનો અનાદર કરવો પડયો છે; તેના પાઠકોને આપણે ધિક્કારવા પડયા છે; હવે આપણે ક્ષણભર તેના અભ્યાસીઓ તરફ નીહાળી જોઇએ. તેઓને તમારે જોવા હોય તો, મહાન્ રાજ્યનગરની કોઇ નાટ્યશાળાના અંતગૃહમા જાઓ, એટલે કોઇકાળે નહિ જોએલુ એવું, નીતિભ્રષ્ટ, લંપટ, વ્યસની અને સર્વ વાતે વિષયાસક્ત શિષ્યોનું મંડળ ત્યાં દેખાઇ આવશે. તમારે તેઓની વિશેષ પરિક્ષા કરવી હોય તો નાટ્યપ્રયોગ સમાપ્ત થયા પછી કોઇ સમીપના ભોંયગામાં અથવા ભૂત વગેરેના વેશસ્થાનમાં જુઓ એટલે ત્યાં તેઓ જે જે ઉત્તમોત્તમ પાઠ શિખ્યા હોયછે તેનો અભ્યાસ કરતા માલૂમ પડી આવશે. આ પ્રમાણે આપ સજ્જનોએ જોયુ હશે કે નાટકો મનુષ્યવર્ગને નીતિમાર્ગે દોરે છે એ વાત સર્વથૈવ અસત્ય છે

પરંતુ પ્રિય શ્રોતાજનો, હવે મારે મારૂ ભાષણ સમાપ્ત કરવું જોઇએ આપનો આટલો બધો અમુલ્ય કાળ મેં લીધો તેને માટે આપ સર્વ સજ્જનોની હું ક્ષમા ચાહું છું અને આટલું કહી આપની ન્યાયબુદ્ધિ સમક્ષ આજનો પ્રશ્ન નિવેદન કરૂં છું.



# વિષય ૬ ઠ્ઠો.

## "વકતૃત્વ શક્તિ શાથી પ્રાપ્ત થાય છે"—
## [1]જ્ઞાનથી, [2]બુદ્ધિથી, કે [3]કળાથી !

**પ્રવેશક**—પ્રિય શ્રોતાજનો, ઉત્તમ વકતૃત્વશક્તિયે મનુષ્ય જાતનો એટલો બધો ઉત્કર્ષ અને એટલું બધું જ્ઞાનોદ્દીપન કર્યું છે કે, મહાસમર્થ વકતા આખી પૃથ્વીપર સર્વ લોકોનું નિરંતર અત્યંત સન્માન પામેછે. એટલુંજ નહિ, પરંતુ તેના ઉપર આપણી કોઇ અલૌકિક પૂજ્યબુદ્ધિ થઇ આવે છે. માટે આજે જે વાદનો [4]ઉપન્યાસ કરવાની મારી અભિલાષા છે, તે વાદ મારા વિચાર પ્રમાણે જેટલો આનંદદાયક તેટલોજ બોધદાયક થયા વિના રહેશે નહિ.

મને એજ જાણવા જિજ્ઞાશા છે કે ઉત્તમ વકતાની મહાસામર્થ્યતાનો અને તેના દુર્જયપણાનો આધાર શાનાપર છે, તેના **જ્ઞાનપર**, તેની **સ્વાભાવિક** બુદ્ધિપર, કે **ભાષણકળાના** ખાસ અભ્યાસપર ? એ તો સ્પષ્ટજ છે કે, આ વાદનો સિદ્ધાંત આપણને ઉપયોગી થઇ પડશે, કારણકે જેવો આપણો સિદ્ધાંત તેવુંજ આપણું વર્ત્તન હોયછે.

મારૂં માનવું એમ છે કે મહાવક્તા વિશેષે કરી પોતાની **બુદ્ધિનોજ** આભારી છે, કારણ કે જેમ કેટલાએક માણસો જન્મથીજ પોતાના કંઠની મધુરતા ધરાવે છે; કેટલાએક સ્વાભાવિક રીતિએજ આપણને પોતાના કોઇ વિશેષ ગુણથી, આનંદ ઉપજાવેછે અથવા શોકમાં નિમગ્ન કરેછે; તેમ **ભાષણ શક્તિની** બક્ષિસ પણ મનુષ્યને જન્મ સાથેજ પ્રાપ્ત થયેલ છે. મારૂં બોલવું અનુભવ સિદ્ધ છે; અને અનુભવભૂમિપરજ માન

---

૧ વસ્તુમાત્રનુ જ્ઞાન, માહિતિ, knowledge, information
૨ Genius; કુદરતીબુદ્ધિ ૩ ભાષણ કરવાનીકળા, અભ્યાસ; art of speech ૪ દરખાસ્ત; ઉપક્રમ; પ્રસ્તાવ; introduction.

વિશ્વાસની ઇમારત ચણાવું છું, એમ આપ સર્વ સજ્જનોને જણાવવા પ્રયત્ન કરીશ. આપ સજ્જનો, વારંવાર જોતા હશો કે, જ્યારે એક વિષયમાં એક પુરૂષ ઘણોજ નિષ્ણાત[1] હોય, છતાં તે વિષયપર પાંચ શબ્દો સંબંધપૂર્વક યથાનુક્રમ બોલી શકતો નથી, ત્યારે તેજ વિષયનું ઘણું થોડું જ્ઞાન ધરાવનાર પુરૂષ ચાતુર્ય, અલંકાર, અને વાક્પટુતાથી ભરપૂર, તેમજ ચિત્તવેધક ભાષણ તમારી સમક્ષ કરી શકેછે. **ભાષણશકિત** એ કુદરતી બક્ષિસ છે એ વાત લોકપ્રસિદ્ધ અને મારા અભિપ્રાય મુજબ તે ખરી છે. કારણ, સામાન્ય અવલોકનથી આપણે નિરંતર જોઇ રહ્યા છિયે કે, જયારે યુવાવસ્થાના પ્રારંભમાં **જ્ઞાન** અત્યંત સ્વલ્પ હોયછે, ત્યારે આ શક્તિ અદ્ભૂત રીતે ખીલી રહેલી દેખાઇ આવેછે; અને જ્યારે મનુષ્યની પુખ્ત વયમાં **જ્ઞાન** ( જેટલું આ ભૂસંડળપર મળે તેટલું ) પૂર્ણ અને અખંડ હોયછે, ત્યારે આ કુદરતી શકિતનો ઘણીખરી વાર કેવળ અભાવજ દેખાયછે.

હવે ભાષણ કરવાની **કળા** વિષે બોલીએ તો, કેટલાં બધાં સાધારણ અને સંખ્યાબંધ એવાં ઉદાહરણો છે કે, એક માણસને **ભાષણકળા**નું શિક્ષણ આપ્યા પછી અને તેનો અભ્યાસ **ગ્રીસ**ના નામાકિત મહાવક્તા **ડિમોસ્થનિસ**ના[2] જેટલીજ લગભગ માથાકુટ કરી પૂર્ણ કરી રહ્યા પછી, જો તેને માત્ર એક બે વાકય બોલવાં હોય તો, તે એટલો તો, તોતડાય છે, અને અચકાય છે કે, તમોને તેની બહુજ દયા આવ્યાવગર રહે નહિ; એટલુંજ નહિ, પરંતુ એવું લાગે કે, આ બિચારો હવે પોતાની બેઠક પાછી લેતો ઠીક, પરંતુ તેથી ઉલટું **ભાષણકળા**ને કદાપિ રતિમાત્ર પણ નહિ શીખેલા મા-

---

૧ નિપુણ. ૨ **ડિમોસ્થનિસ** એ એક અપૂર્વ ગ્રીકવક્તા હતો, તે કુદરતી રીતે જન્મથી તોતડો હતો; છતાં અક્ષય પ્રયાસથી એ સમર્થ વક્તા થયો કે તેના સમય પછીના સર્વ યૂરોપીઅન શ્રેષ્ઠ વક્તાઓએ તેનાં છટાદાર ભાષણોનો અભ્યાસ કર્યો હતો.

ણુસને આપ સજ્જનોએ જોયો હશે કે, પોતાનું વકતૃત્વ દાખવવામાં તે કેવો નિપુણ અને મનોહર સદ્વક્તા છે !

હું ધારૂં છું કે, **વકતૃત્વશકિત** એ સ્વાભાવિક છે, અને તે શકિત કંઇ અભ્યાસથી પ્રાપ્ત થતી નથી, એમ સિદ્ધ કરવાને આટલાં દૃષ્ટાંત પૂરતાં છે.

**બીજો વક્તા.**—આપણા જે મિત્રે આજના વાદનો ઉપક્રમ[1] કર્યો, તે મિત્રે ભાષણ કરવાની **કળાની** એટલી બધી અવમાનતા કરી છે કે, (હું જોકે તે પક્ષનો એક અત્યંત નમ્ર રક્ષક છું તથાપિ) મને તે **કળાના** પક્ષમા એક બે શબ્દ બોલવાની જરૂર પડે છે.

મારા અભિપ્રાય પ્રમાણે એક મહાન્‌વક્તા વિશેષે કરી પોતાના વિજયને માટે, ભાષણની **કળાનોજ** આભારી છે. હું **ભાષણકળાના** શિક્ષણની કિંમત માટે, દૃષ્ટાંત તરીકે **ગ્રીસ દેશના** જગવિખ્યાત ભાષણવીર **ડિમોસ્થનિસનુંજ** ઉદાહરણ આપું છુઃ આ મહાનવક્તા, (આ ભૂમંડળપર ભાગ્યેજ એવા મહાસમર્થ વકતાનું દર્શન થયું હોશે) આ મહાનવકતા,[2] આરંભમાં એવો ક્ષુદ્ર બોલનાર હતો કે, શ્રોતાજનો, તેનો સિત્કાર[3] કરી પોતાની સમીપથી તેને હાંકી કાઢતા. હવે તેને **બુદ્ધિ**તો હતી, કારણકે એના સરખો એના દેશમા ભાગ્યેજ કોઇ બુદ્ધિવાન્‌ નર હતો; અને તેને **જ્ઞાન** પણ હતું, કારણકે ઘણાજ બુદ્ધિવાન્‌ તત્વવેત્તાઓએ તેને શિક્ષણ આપ્યું હતુંઃ પરંતુ ભાષણ કરવાની **કળામાં** તેની ન્યૂનતા હોવાથી તેનું બોલવું લોકોને એટલું નીરસ લાગતું અને કંટાળો ઉપજાવતું કે, માણસો તેનું બોલવું સાંભળવા ઇચ્છતા નહિ; તથાપિ જ્યારે તેણે તે **કળાનો** અભ્યાસ કરવા માંડ્યો, ત્યારે તેણે પોતાની ખામીઓને એવી તો છુપી કે લોકોનો માત્ર સા-

---

૧ ઉપોદ્ઘાત, ઉપન્યાસ, Introduction. ૨ hiss

૩ વાક્યાર્થનું પ્રાબલ્ય નહિ તુટે માટે વિખ્યાત વક્તાઓ આવી આવી પુનરૂક્તિ કરેછે.

માન્ય ધન્યવાદજ ( જે ઘણા ખરા વક્તાનું સમગ્ર પારિતો-
ષિક[1] છે.) પામ્યો નહિ, પરંતુ અદ્યાપિપર્યંત આ આખા જ-
ગતનો ધન્યવાદ અને કીર્ત્તિને પામ્યો છે માગ પ્રમાણની સ-
ત્સતાનું દષ્ટાંત **રોમનલોક**નો વિખ્યાત **સિસીરો** છે. એણે ભા-
ષણ કરવાની **કળા** શીખવા માટે એટલો બધો શ્રમ કર્યો હતો
કે તેના પુરાવાની વિશેષ અગત્ય નથી "**વક્તૃત્વકળા**[2]"
નામનો તેનો મહાગ્રંથજ સર્વત્ર રીતે પૂરાવો છે. તેનો વક્તૃત્વ
વિજય કેટલો આશ્ચર્યજનક હતો ! ખરે આ વક્તાના જેવા
બીજા વક્તા આખા યૂરોપમાં થયા નથી એમ કહીએ તો
ચાલે, અને કદાપિ થયા હોશે તો તેને આ વક્તાના ભાષ-
ણોનો ખૂબ મુખપાઠ કર્યો હોશેજ. જો અગત્ય હોય તો બીજાં
અસંખ્ય, વિખ્યાત નહિ પરંતુ ચિત્તાકર્ષક ઉદાહરણો આપું,
પરંતુ આટલાં બસ છે: આ ઉદાહરણો મારી સમજ પ્રમાણે
તમને એમ દાખવવાને પુરતાં છે કે, જેમ વક્તૃત્વશક્તિની
**કળા** ખેડાતી ગઇ, તેમ તે શક્તિનો વિજય વધતો ગયો;
એ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે, વક્તૃત્વશક્તિનો વિજય
તેની **કળા** પ્રાપ્તિમાંજ મુખ્યત્વે સમાયલો છે.

**ત્રીજો વક્તા**—પ્રિય બાંધવો, મારો એવો અભિપ્રાય છે કે,
એક મહાન્ વક્તાનો વિજય તેની **બુદ્ધિ** યા **કળા**પર નથી
અવલંબી રહ્યો, પરંતુ સમ્પૂર્ણ રીતે તેનો વિજય તેના **જ્ઞાન**-
પરજ આધાર રાખી રહ્યો છે. વક્તૃત્વશક્તિનો હેતુ, જો શ-
બ્દાલંકાર અને વાક્યાલંકારથી, તેમજ વિચારના સુંદર પ્રવા-
હથી નાના પ્રકારની ભાવનાના પૂર જોશમાં ચડી આવતા
રેલાથી, શ્રોતાજનોને વિસ્મય પમાડી અંજાવી નાખવાનો હોય
તો હું ખુશીથી બુદ્ધિને રાજ્યાસન પર બેસાડીશ; અથવા તો
ભાષણ કરવાનો આશય મધુર સ્વરથી કર્ણને આનંદ આપ-
વાનો યા રમણીય આવભાવથી અને મનોજ્ઞ ઉદાહરણથી ચ-

---

૧ બદલો; reward ૨ "De Oratore."

શ્રુને મોહ પમાડવાનો હોય તો મારે કહેવું જોઇએ કે વક્તૃત્વશક્તિનો નિવાસ **વક્તૃત્વકળામાંજ** છે; પરંતુ વક્તૃત્વશક્તિની દૃષ્ટિમર્યાદા અહીંજ સમાપ્ત થતી નથી; **જ્ઞાન** અને **કળા** તો માત્ર તેનાં ઉપકરણો યા સાધનો છે. **સર્વ જાતિના વક્તૃત્વનો પરિપૂર્ણ અને યોગ્ય હેતુ સત્યનો બોધ આપવાનો, દૂરાગ્રહીને સમજાવવાનો, અને શંસયીને દૃઢ કરવાનો છે;** તેટલામાટે, જેને પોતાના વિષયનું પરિપક્વ **જ્ઞાન છે,** જે પોતાના વિષયમાં નિષ્ણાત [1] છે, તેજ શ્રેષ્ઠ છે; કારણકે આ હેતુઓનો સમ્પાદક ભાષણકાર અંતે **જ્ઞાનવાનજ** હોઇ શકે છે.

પણ ભિન્ન ગુણ વા શકિતવાળા, ત્રણ ભિન્ન મનુષ્યો લો; એક કેવળ અનુભવ **જ્ઞાનવાળો** છે, બીજો કુશાગ્ર **બુદ્ધિવાન્** છે, અને ત્રીજો વક્તૃત્વની સકલ **કળાનો** જાણ છે, આ ત્રણે નરોને એક વિષય વાદને માટે આપો. **બુદ્ધિવાન્** માણસ જ્યારે પોતાના વાક્ચાતુર્યથી તમને રોમાંચ કરી આનંદ પમાડતો માલૂમ પડશે; **ભાષણકળાભિજ્ઞનર,** જ્યારે પોતાના આવભાવની છટાથી અને પદલાલિત્યની મનોજ્ઞતાથી તમને મોહ પમાડતો જણાશે; ત્યારે **જ્ઞાનવાન** પુરૂષ તમારા સંદેહનું નિરાકરણ કરી તમને અંતે દૃઢીભૂત કરતો દેખાશે.

**જ્ઞાન** વિનાની બુધ્ધિ જો કે, માણસને આશ્ચર્ય પમાડી આંજી નાખેછે, તથાપિ ફળદાતા નથી; **જ્ઞાન** વિનાની વક્તૃત્વ**કળા** શુષ્ક અને વ્યર્થ છે; પરંતુ **જ્ઞાન,** બુદ્ધિ અને **કળા** એ બેઉના અભાવે પણ, સત્ય જાણવાને ઉપયુક્ત થઇ પડેછે. તેમજ સર્વ મનુષ્યનુંજ સન્માન પણ તે છે. એવું કેટલી બધી વાર બને છે કે મહાબુદ્ધિવાન્ અને સામર્થ્યવાન્ ભાષણકાર વાદવિવાદમાં વ્યર્થ બરાડા પાડે છે, અને એક તોતડાતો; અચકાતો, અનાડી, ગ્રામ્યભાષા બોલનાર પણ **સત્યજ્ઞ** માણસ એક ક્ષણમાત્રમાં તમને વાદના નિર્ણયપર લાવી મૂકેછે.

---

[1] નિપુણ; હોંશીઆર.

એ સત્ય છે કે, **બુદ્ધિ**, કોઇ વેળા **જ્ઞાન**નો પરાભવ કરે છે, અને નીચતર કારણને ઉચ્ચતર કરી દેખાડે છે; પરંતુ તે **બુદ્ધિ** નો વિજય અલ્પજીવી છે; તેનો ભ્રમ તુરતજ ફુટી જાય છે. પછી તેવી **બુદ્ધિ**ની લોકો હાંસી કરે છે, અને તિરસ્કાર પાત્ર પણ ગણાય છે, પરંતુ **જ્ઞાન** વારંવાર **બુદ્ધિ** પર વિજય મેળવે છે, અને પોતાનો નિરંતરનો વાસ વસ્તુના ગુણ ધર્મમાં રાખી રહે છે.

પ્રસ્તુત વિષયપર, પ્રિય બાંધવો, મારો તો એવો અભિપ્રાય છે કે **જ્ઞાન** વિના વકતૃત્વ શકિત હોઇજ શકે નહિં.

**ચોથો વકતા.**—પ્રિય સભ્યજનો, હું સમજી શકતો નથી કે ગતવકતાની પૂર્વે બોલેલા ગૃહસ્થ એવી કલ્પના કેમ કરી શકયા કે, **વકતૃત્વકળા કુદરતી બુદ્ધિથી** ચડે છે. કેમ સાહેબ! **કળા** એ શું છે? માત્ર **કુદરતની પ્રતિકૃતિ.** જે કુદરતી ભાષામાં ગૌરવતા, ફળસિદ્ધતા, સુંદરતા, ચિત્તવેધકતા, અને મનોહરતા છે. તેનુંજ અવલોકન કરી **બુદ્ધિવાન** મનુષ્યે નિયમ સંગ્રહ કર્યો છે. એ નિયમ સંગ્રહ તે વકતૃત્વ શકિતની **કળા**ની વ્યુત્પત્તિ છે. હવે ખરેખર નકલના કરતાં અસલ વિશેષ મહત્વ ધરાવે છે, તેજ પ્રમાણે **બુદ્ધિ કળાથી** વિશેષ હોવીજ જોઇએ. **વકતૃત્વકળા**ના નિયમો તરફ જરા લક્ષ દો તો તમને આ વાતની સંમતિ ત્યાંથી મળશે, કારણકે **વકતૃ**-ત્વકળાના પાઠકનો પ્રથમ ઉપદેશજ શો છે? " **અકૃતિમ થાઓ, કુદરતનો અભ્યાસ** કરો, **સહૃદય બનો,** " આ શું છે! આ માત્ર એવી સંમતિ આપે છે કે, કુદરત એ એક મહાન્‌વકતા છે. અને **બુદ્ધિ**, **કળા**ના કરતાં મોટી છે, તેમજ **કળા** શાખવાનો તે નમુનો[1] છે. વિચારનું સ્પષ્ટ રીતે અને અસરકારક રીતે કથન કરવું તે વકતૃત્વશકિત છે. અને જેમ પરિસ્ફુટ અને ગહન વિચાર કરવાનું સામર્થ્ય સર્વ સ-

[1] Model,

મયમાં સ્વાભાવિકજ હોયછે અને તે શકિત કંઇ અભ્યાસસાધ્ય હોઇ શકતી નથી, તેમ સ્પષ્ટ ઉચ્ચારનો, સ્પષ્ટ વિચાર ઉપરજ આધાર હોવાથી તે સ્વાભાવિક હોવો જોઇએ, અને તે કોઇ પણ કાળે અભ્યાસ સાધ્ય થઈ શકે નહિ.

આ વિષય ઉપર, પ્રિય સભ્યજનો મારે આટલુંજ બોલવાનું છે

**પાંચમો વકતા.**—ગતિવિનાની શકિત કેવળ નિર્માલ્ય છે. એક વરાળયંત્ર ઘણુંબળવાળું હોય, પરંતુ બળતણવિના તે નિરુપયોગી છે, અને તેને એક વખત વેગમાં મૂકયાવિના તે કંઇ પણ કાર્ય કરી શકતું નથી, તેજ રીતે **બુદ્ધિવાન્** પુરૂષ, **જ્ઞાન** વિના નિરૂપયોગી છે અને **કળા** વિના સિદ્ધિદાતા નથી, કેવળ [1]મહત્વ કંઇજ નથી અને કંઈ પણ કરી શકતું નથી; તે મહત્વ એક, તેલવગરના અને ગુલ કાતર્યાવગરના પણ પૂર્ણ દીવા સરખું છે.

હવે એ કહેવું કઠિણ છે કે, આપણે પ્રકાશને માટે કોના ઉપકૃત છિયે ? દીવાના, તેલના, કે કાતરેલ ગુલના; તેલવગર દીવો પ્રગટી શકાય નહિ. દીવા[2] વિના તેલ કંઇ પણ સેવા બજાવી શકે નહિ; ગુલ કાતર્યો વિના દીવો એટલો બધો ઝાંખો મુડદાલ બળશે કે ઘણો ખરો નિરર્થક અને અણુ ગમતો થઈ પડશે.

તેમજ મહાવકતાના વિજયનું મૂળ શામાં છે ? તેની ભાષણ કરવાની **બુદ્ધિમાં**, તેના વિષયના **જ્ઞાનમાં**. કે તેની ભાષણ કરવાની **કળામાં**. **બુદ્ધિના** અભાવે તેની ટીકા સાધારણ અને અસરવગરની થઇ પડશે. **જ્ઞાનને** અભાવે તેની ટીકા તેજસ્વી પણ નિર્માલ્ય લાગશે, અને **કળાને** અભાવે તેની ટીકા અવ્યવસ્થ આલ્પ અને અરૂચિ ઉત્પન્ન કરાવશે

મને એમ જણાય છે કે જે માણસ આ ત્રણે તત્વોને એકત્ર કરવાને નિષ્ફળ થાય છે. તે કદાપિ એક સત્વકતાથવાનો નથી. તે ઉત્તમવકતા નથી કે, જેની બુદ્ધિ સત્ય બોળી

---

૧ કદમાં મોટાપણું. ૨ Lamp

કાઢવાને નિર્મલ, પરિસ્ફૂટ અને દીર્ઘદૃષ્ટિવાળી નથી. તે સદ્વકતા નથી કે, જેનું **જ્ઞાન** સત્યવસ્તુ અને સત્યપ્રમાણનું સામર્થ્ય નથી આપતું; તે સદ્વકતા નથી કે જેની **કળા** શ્રોતાજનોનું ધ્યાન ખેંચવાને અને તેનું હૃદય પીગળવવાને પુરતાં સાધનો નથી આપી શકતી.

પરંતુ સદ્વક્તાના વિજયના ત્રણ મૂળોમાંથી મારે કોઇપણ એક પસંદ કરવું જોઇએ; તેથી હું મારૂં અભિમત **જ્ઞાન**ની તરફેણમાં આપું છું, કારણકે જેમ પ્રકાશનું ખરૂં મૂળ તેલ છે, પછી દીવો ગમે તેવો હોય, તેમ **જ્ઞાન** ભાષણમાં ખરૂં ઉદ્દીપન કરનારૂં છે, પછી ભાષણકાર ગમે તેવો હો.

**છઠ્ઠો વક્તા**—હું ધારૂં છુ કે એક **ફ્રેન્ચ** વિદ્વાન **રૂસો** એમ કહેછે કે વકતૃત્વશકિત એવા સ્વાભાવિક ગુણોના સંમિશ્રણની અપેક્ષા રાખેછે કે, લોકસમાજની સમક્ષ પોતાનું મુખ ઉઘાડવાને ગમે તે માણસ સાહસ કરે, એ વાત આશ્ચર્યાસ્પદ છે. "સ્વાભાવિક ગુણોનું સંમિશ્રણ" આ વાકયપર લક્ષ આપો. સ્વાભાવિક ગુણો, નહિ કે પ્રાપ્ત કરેલા ગુણોની એક સદ્વકતાને વિશેષ આવશ્યકતા છે. બુદ્ધિના ગુણો, નહિ કે જ્ઞાને સંચારિત ગુણો. **દીર્ઘદૃષ્ટિ, નિર્ણયશકિત, તુલનાશકિત, સુવ્યવસ્થા, શૌર્યશકિત, પદયોજના,** એ ગુણોનું અવલંબન માણસો વકતૃત્વશકિતમાં કરેછે; અને તે ગુણોની પ્રાપ્તિ આપ જોશો કે મનુષ્યને જન્મતઃ હોય છે. કંઇ તે અભ્યાસથી સંપાદન કરેલી શકિતયો નથી. આપરથી સાર એવો કાઢી શકાય કે સ્વાભાવિક **બુદ્ધિનોજ** વિશેષે કરી એક સદ્વકતા ઉપકૃત છે.

બે સમાનવયી બાલોને લો; એકજ સિદ્ધાંતનું તેમને શિક્ષણ આપો અને કળાનું પણ એકસરખું તેઓને જ્ઞાન આપોઃ આથી તમને બન્ને અત્યંત ભિન્ન ભિન્ન જાતિના વક્તા જણાઇ આવશે. એક બાળક જયારે તેજસ્વી, ચંચળ, સુગમબોધી, સરલ વ્યાખ્યાનકાર, તીક્ષ્ણ પ્રમાણવાદી, જણાશે;

ત્યારે બીજા મંદ, જડમતિ, વિવેકશૂન્ય, તર્કમાં અનિર્ણાયક અને
શુષ્કપ્રમાણવાદી જણાશે. આ આપણને સ્પષ્ટ દાખવતું નથી કે
**બુદ્ધિજ** માણસને વકતા બનાવે છે? અને **શિક્ષણ** તો નહિજ. હું
મંજૂર કરૂં છું કે **જ્ઞાન** એક ઉત્તમ વકતાનાવિજયનું અત્યંત ઉપ-
યોગી તત્વ છે, પરંતુ મારૂં માનવું એમ છે કે **સ્વાભાવિક બુદ્ધિ**
ની અપેક્ષા પણ થોડી ઉપયુક્ત નથી. **કળાને** અભાવે **બુદ્ધિ**,
**બુદ્ધિના** અભાવવાળી **કળા** કરતા માણસને વિશેષ સુંદર વકતા
બનાવી શકેછે; કારણકે બુદ્ધિ હંમેશાં વાકવિશારદત્વ [1]આપી રહે છે,
અને બુદ્ધિ એ સરિતા[2] છે. **કળા** તો માત્ર ઘણામાં ઘણી સરલતા
આપેછે. **બુદ્ધિ**માનસિક શકિતની **ધારક** છે. **કળા** માત્ર તેને
ખીલવવાનું સાધન છે, અને **કળા** તો એક પ્રણાલિકા[3] છે. હવે
**બુદ્ધિ** ઉભયમાં વિશિષ્ટ છે એમ સિદ્ધ કરવાને ન્યાયશાસ્ત્રને અત્ર
લાવી મૂકવાની અગત્ય નથી. કારણકે ગમે તેવો પ્રરોધ હોય છતાં
સરિતા પોતાની મેળે પ્રણાલિકા કરી શકેછે, તેમ બુદ્ધિ પોતે
ખીલવાને માટે સાધનો પોતાની મેળે પ્રાપ્ત કરેછે. પછી ગમે
તેવાં તેના માર્ગમાં વિઘ્નો આવી પડયાં હોય.

**સાતમો વકતા**—પ્રિય સન્મિત્રો, વકતાની અંદરના **જ્ઞા-
નની** તુલના ચતુર શિલ્પીના હસ્તમાંની સામગ્રી સાથે થઇ
શકે: તે મોટી મોટી હવેલીયો બાંધેછે, તે બીજા કશાથી નહિ
પરંતુ પદાર્થોથીજ. હવે જેમ ચતુર શિલ્પીનું ચાતુર્ય, ઘર
બાંધવાની સામગ્રીવિના નિરર્થક અને નિષ્પ્રયોજક છે, તેમ
વકતાની **બુદ્ધિ જો જ્ઞાન**રહિત હોય તો નિરર્થક અને નિષ્ફળ
નીવડશેજ; કારણકે, જ્ઞાનરહિત વકતાથી શો વિજય થ-
વાનો? વાનો કરશે, પણ સિદ્ધ કંઇ પણ નહિ કરી શકે; ઝ-
ળકી નીકળશે, પણ પ્રકાશ બીલકુલ નહિ આપે, ખુશ ક-
રશે, પણ બોધ કંઇ પણ નહિ આપી શકશે. હવે તમે સા-

---

૧ વાક્પટુતા. ૨ નદી. ૩ નેહેર, પરનાળ.

રીપેઠે જાણો છો કે, માત્ર એક સાધારણ કર્મકારને[1] જો સા-મગ્રી પૂરી પાડવામાં આવી હોય તો, તે તમને એક ઘર બાંધી આપશે; તે કદાચ, બુદ્ધિવાન્ શિલ્પીએ ઉભી કરેલી હવેલીના સરખું વિશાળ. ભવ્ય, રસમાકૃતિ[2], અને મનપસંદ નહિ થાય, એ વાત બરોબર છે; પરંતુ કંઇ નહિ હોય તેના કરતાં તે કંઇ પણ સારૂં ગણાય. વારૂ ત્યારે એજ રીતિયે વિચાર કરી કોઇ બુદ્ધિરહિત પણ જ્ઞાનેસહિત પુરૂષ એક મોટી હવેલી ઉભી કરે, તે કલ્પનાથી તથા વાક્ચાતુર્યથી હવામાં બાંધેલા કિલ્લાના કરતાં વધારે સારી અને આપણને વધારે ઉપયોગી થઇ પડશે, ( કારણકે તે વિશેષ પાયાદાર છે. ) **જ્ઞાનથી** પરાઙ્મુખ એવો બુદ્ધિવાન્ વક્તા પદાર્થ વિનાની કલ્પના અને **જ્ઞાન**વિનાનું વાક્યપાંડિત્ય આપણને માટે ડોળી મુકશે.

માણસ, જો **જ્ઞાન** પામશે, તો તેને પોતાનેજ પોતાની બુદ્ધિ દાખવવાનો માર્ગ મળી આવશે, અને જગત્‌ને તેથી લાભ પણ કરી શકશે તેનું બોલવું ખરાબ, ગામડીઆશાઇ અને કઠોર હશે; તેના ભાષણમાં કંઇ યોજના, કે શૈલી નહિ હોય, તેમજ ત્રુટક પણ હોશે; પરંતુ કંઇ પણ કાર્ય કર્યાં પ-હેલાં તેનો જે આશય છે, તે તમને કહી જશે, અને પોતે શું કહેવાની ઇચ્છા રાખેછે તે પોતાના શ્રોતાજનોને યથાસ્થિત સમજાવી દેશે. કેટલી બધી વાર તમો કળા કૌશલ્યપર તેમજ વિજ્ઞાનશાસ્ત્રપર[3] ભાષણ કરનારા જુઓ છો. તેઓ બોલ-વામાં ઘણીજ મુસ્કેલી અને અત્યંત અકુશળતા દેખાડે છે; તથાપિ તેઓ એક સિદ્ધવક્તાની પેઠે ( જો કે એટલી સર-લતાથી નહિ ) પોતાનો વિષય પ્રકાશિત કરવાને કંઇ પણ યોજના કરી શકેછે. આ વાત મને દૃઢ કરે છે કે, **જ્ઞાન** એ મુખ્ય શક્તિ છે, અને તેનેજ પામવા માટે વક્તૃત્વના અભ્યાસિયોએ યત્ન કરવો જોઇએ.

---

૧ કારીગરને. ૨ પ્રમાણસર આકૃતિ. ૩ Science.

**આઠમો વક્તા.**—પ્રિય શ્રોતાજનો, જ્યારે ગત ભાષણ-કારે સદ્વક્તાની તુલના શિલ્પશાસ્ત્રી જોડે કરી, ત્યારે કવિવર. કાઉપરના આ વિષયોપરના શબ્દોનું સ્મરણ મને સહજ થઈ આવે છે. તે કહે છે કે,—

It is not mortal, wood and stone,
The architect requires alone
To finish a fine building;
The structure were but half complete
If he could possibly forget
The carving and the guilding—૧

આ કાવ્યનો અર્થ સમજાવવાને આપણે વિવેચનકારની આવશ્યકતા નથી, કારણકે એમાં જણાવેલી સામગ્રી **જ્ઞાનને** સૂચવે છે. તેમજ કોતરકામ અને રંગકામ **કળાને** દર્શાવે છે. અહીં ત્યારે આપણે બે તત્વોની મુકાબલે કિમ્મત જોઈ શકીએ છીએ. **જ્ઞાન** સામગ્રી પૂરી પાડેછે; અને **કળા** વસ્તુસામગ્રીને યોગ્ય સ્થળે ગોઠવે છે. જો આમ હોય તો, હું ધારૂં છું કે **કળા** વિશેષ કિમતિ છે. સામગ્રી તે માત્ર વસ્તુઓજ છે. માત્ર પથ્થરનો ઢગલો કરી મૂકવાથી ઘર કંઈ નથી બંધાઇ જતું. તે તો જ્યારે **કળા** ઉપયોગમાં લેછે, ત્યારેજ વસ્તુઓ કંઇ કામની થાયછે. એક સાધારણમાં સાધારણ મજૂર ( આ દ્રષ્ટાંતને માટે હું ગતવક્તાને ધન્યવાદ આપું છું, કારણકે તે જેમ તેના પ્રમાણને મજબૂતી આપેછે, તેમ મારા પ્રમાણને પણ મજબૂત ટેકો આપે છે. ) ધારા-પ્રમાણેજ **કળાથીજ** ઘર બાંધી શકે એમ છે, **કળાથીજ**

---

૧ ભાવાર્થ—એક શિલ્પકારને કોઇ મોટી ઇમારત પુર્ણ કરવી હોય તો એકલા ચુનો, લાકડાં, અને પથ્થરનીજ તેને અગત્ય છે એમ નથી. જો તે કોતરકામ, અને રંગકામ વિસારી મૂકે તો તેનું બાંધકામ અર્ધુંજ થયું છે એમ માનવું.

થરો ખોદી કઢાય છે; **કળાથીજ** હથિયારો બનાવી શકાય છે; ળાથીજ મૂળ પદાર્થને જૂદા જૂદા આકારમાં મૂકી શકાય છે. ળાથીજ તેઓને યોગ્ય સ્થળે ચડાવી શકાય છે, **કળાથીજ** ા જૂદા ભાગને સાથે બાંધી શકાય છે; અને **કળાથીજ** એક હેલના આકારમાં એ સઘળું આણી શકાય છે. એક માણસ ાના મનમાં એક મહાવિશાળ મહેલ બંધાવાની કલ્પના બીજા પાસે તે બાંધવાને માટે જોઇતી સર્વ સામગ્રી તૈયાર ય, પરંતુ મહેલ બાંધવાની **શિક્ષા** પામેલો મનુષ્ય ાની **કળા** ન દાખવે ત્યાં સુધી મહેલ ચણાયા વગ- જ રહેશે. તેજ પ્રમાણે એક **બુદ્ધિવાન** પુરૂષ કોઇ એક સત્ય વાતની મનમાં કલ્પના કરે, અને **જ્ઞાનવાન્** ુસ પાસે તે સત્યવાતનો પૂરાવો કરવાને સામગ્રી પણ છતાં **કળાવાન્** માણસ તે વાતને કાંઇ પણ આ યા ઘાટમાં ન મૂકે, ત્યાં સુધી તે સત્યવાત અમાન્ય અને તેથી નિરૂપયોગી પણ થઈ પડે. હું હા પાડું છું કે, સામગ્રી, એ જ્ઞાનસામગ્રી અને કળાસામગ્રી કરતાં ષે મોટી છે, પરંતુ હું એમ સિદ્ધ કરવા માગું છું કે **બુદ્ધિ** **જ્ઞાન**ના કરતા **કળા** એ વિશેષ ફળોત્પાદક, ઉપયોગી અને શ્યકી હોવાથી સદ્વકતાને તે વિશેષ કિમ્મતી થઇ પડે છે.

**નવમો વકતા**—સજ્જન ગૃહસ્થો, મારા વિચારમાં એમ વે છે કે ભાષણવીરના વિજયનાં અત્યંત ઉપયોગી વનોની અદ્યાવધી ઘણીજ ઉપેક્ષા કરવામાં આવી છે. ધારૂં છું કે **આત્મવિશ્વાસનો**[1] એક ભાષણકાર પોતાના જયને માટે અત્યંત ઋણબદ્ધ[2] છે પૂર્વે કહેવામાં આવેલી ળતાના સર્વ પ્રકારના ઉત્પત્તિસ્થાન બુદ્ધિ, જ્ઞાન, અને ળા છે એ વાત ઠીક છે, પરંતુ એ ત્રણમાં સિદ્ધ એવા ણા પુરૂષો બોલવાનો પ્રારંભ કરતાંજ ઘણીજ લજ્જા, વ્યગ્રતા,

---

૧ Self-reliance ૨ દેવાદાર

અને સભાક્ષોભ દાખવે છે, પરંતુ બીજી બાજુએ તમે વારંવાર જુઓ છો કે, જે માણસ આત્મ વિશ્વાસનો ગુણ ધારણ કરે છે, તે માણસ શ્રોતાજનોનું લક્ષ પોતાના તરફ ખેંચવામાં અને તેનો ધન્યવાદ પામવામાં સફળ થાય છે; પછી તે **બુદ્ધિવાન જ્ઞાનવાન્ કે રસજ્ઞ** હો વા ન હો.

હવે હું એવું અનુમાન કરૂં છું કે આત્મવિશ્વાસનો ગુણ એ મનુષ્યને એક કુદરતી બક્ષિશ છે; અને માનવરચનાનો તે એક વિશેષધર્મ[1] છે. કેટલાએક માણસો સ્વાભાવિક રીતે ભીરૂ[2] હોય છે બીજાઓ સ્વાભાવિક રીતે શૂરવીર હોય છે, જેઓ ભીરૂ છે છતાં જ્યારે સભા સમક્ષ ભાષણ કરવા ઉભા થાય છે, ત્યારે અલબત તેઓ વિર્યહીન, સશંક્તિ, અને સલજ્જિત જણાઇ આવે છે; અને જેઓ શૂરવીર છે તેઓ બહાદૂર અને હિંમતવાન્ માલુમ પડી આવે છે.

વક્તૃત્વશક્તિ ત્યારે વિશેષે કરી કુદરતી છે એમ મારૂં માનવું છે· મનુષ્ય જેવો કુદરતી રીતે ઘડાયેલો હોશે તેવો તે બોલવામાં સમર્થ અથવા અસમર્થ જણાઇ આવશે.

અદ્યાવધિ મનુષ્યની માનસિક રચનાને અનુલક્ષી મારૂં બોલવું થયું છે, પરંતુ ભાષણ યોદ્ધા તરીકે તેનો વિજય શારીરિક રચના ઉપર પણ અત્યંત આધાર રાખે છે. જો તેનો **સ્વર** નિઃસત્વ અને અરૂચિકર હોય, જો તેનાં **વાણીસ્થાન** અપૂર્ણ હોય, જો તેની **મુખમુદ્રા** અળખામણી હોય, તેનું **શરીર** હાસ્યાસ્પદ અને બહુકડું હોય, તેની **ચેષ્ટા** અને હાવભાવ ઠેકાણાવગરનાં અને ઉપહાસજનક હોય તો ભાષણકાર તરીકે તે કદાપી વિજયી નહિંજ નિવડશે. તેના હાવભાવનો અનાદર થશે, અને ઉપહાસ તેને તુરતજ મૌન ધારણ કરવાની ફરજ પાડશે. બીજી તરફ, જે સ્વાભાવિક રીતેજ વક્તા તરીકે દેખાઇ આવે, એવા પુરૂષ તમે વારંવાર શ્રવણ જોયા

---

1 Peculiarity. 2 બીકણો.

હશે. નિહાળો રાજર્ષી **દાદાભાઇ નવરોજજીને**, તેનું કેવું વિશાળ વિચારશીલ **લલાટ**, તેના કેવાં મતિમાન્ **ચક્ષુ;** નિહાળો **લાલમોહન ઘોસને** તેનો કેવો રૂવાબદાર **દેખાવ**, તેના કેવા તીવ્ર અને નાના પ્રકારના ઉચ્ચા, નીચા ગંભીર **સ્વર,** તેની કેવી મનોજ્ઞ અને શોભાદાયક **ચેષ્ટા,** તેની કેવી ભવ્ય અને **પ્રતાપવતી રીતભાત?** અર્વાચીન સમયના આપણા નગરવાસી જનોના મહાવકતામાંથી અપૂર્વ ઉદાહરણનું દૃષ્ટાંત લેવાની જો મને અનુજ્ઞા થાય તો હું મારા પૂરાવા તરીકે આપણા માનવંતા વિખ્યાત ભાપણયોધ્ધા **ઓનરેબલ, પીરોજશા મહેરવાનજી મેહેતાને** પસંદ કરૂં. જે માણસ તેના તરફ જોશે, તેને જોતાંવેતજ એમ લાગ્યા વિના નહિ રહે કે કુદરતેજ મહાવકતા તેને સરજેલ છે. તેનું રૂવાબદાર શરીર, તેનો બુલંદ અવાજ, તેની મોહક ચેષ્ટા, તેના ચિત્તાકર્પક હાવભાવ, એ સર્વ એકદમ એવુ દેખાડી આપે છે કે, તેને **કુદરતેજ**, ભાપણશકિતની વરમાળ પેરાવેલી છે, તે જોઇએ તો **મ્યુનીસિપાલ** હોલમાં હોય કે **ટાઉન હોલ**માં હોય, **ફ્રામજી કાવશજી ઇન્સ્ટીટયુટ**માં હોય કે **કોનગ્રેસ**ના મંડપમાં સંખ્યાબંધ પોતાના દેશબાંધવોની સમક્ષ હોય તથાપિ જયારે તે ભાપણ કરવા ઉઠે છે ત્યારે પ્રત્યેક માણસ શાંત થઈ જાય છે, મોટા હર્પનાદથી તેને વધાવી લે છે, અને સર્વ કોઇ તેના ભાપણની દરમિયાન તેના તરફજ પોતાની આંખે એકટસે જોયા કરેછે. હું તો એમ માનું છું કે **કુદરતજ** વક્તા તરીકે માણસને અંકિત કરે છે, અને તેટલા માટે સુભાપિત વકતૃત્વ **કુદરતનુંજ** ઉપકારીછે.

**દશમોવકતા.**—પ્રિય સભ્યજનો, ગતવકતાએ, કહ્યું કે, વિશ્વાસ તથા માનસિક અને શારીરિક રચના ઉપર વકતાના વિજયનો મુખ્ય આધાર છે. આ મુદ્દાપર હું થોડા શબ્દો બોલવાની ઇચ્છા રાખુંછું.

હવે હું ધારૂં છું કે પોતામાં વિશ્વાસ એ બીલકુલ કુદરતી બક્ષિસ નથી; અને માનવ રચનાની સાથે તેને કંઇબી લાગતું

વળગતું નથી. વિશ્વાસ કંઇક **જ્ઞાનપર**, અને કંઇક અભ્યાસ
યા **કળાપર** પોતાનો આધાર રાખે છે. ઘણા માણસો બોલતાં
ધારતી ખોઇ જાય છે, કારણ કે તેઓને બીક લાગે છે કે, તેઓ
હારી જશે; પોતાના **જ્ઞાન**માં વિશ્વાસની ન્યૂનતાથીજ આવાં
પરિણામ આવે છે. તેઓને જે બોલવાનું હોય, તેની સત્યતા
પૂરવાર કરવાનું જો તેનામાં **જ્ઞાન**જ હોય તો, પછી તેને
નિષ્ફળ થવાનું ભય શામાટે રાખવું જોઇએ?

પરંતુ હું માનું છું કે બોલવામાં બીરૂપણાનું મુખ્ય કારણ
**અભ્યાસ**ની ખામી છે. યુવાન્ નવીન ભાષણકર્ત્તાને પ્રથમતો
પોતાનો સ્વરજ વિચિત્ર જણાશે: તે જાણશે નહિ કે, કેવે
સ્વરે બોલવું? પોતાની તરફ જોઇ રહેનાર ઘણા માણસોનાં
મુખ પોતાની સમક્ષ જ્યારે તે જોશે, ત્યારે તે ગભરાશે સ્મર-
ણશક્તિ તેને દગો દેશે; પોતે ગુંચવાડામાં પડશે; બોલતાં બો-
લતાં ભૂલતો જશે, અને તેની વિષય શૃંખલા તુટતી જશે;
આમ તે અંતે નિષ્ફળ થશે; પરંતુ આ સર્વનો ઉપાય અભ્યાસ
કરેછે. અભ્યાસ પોતાના સ્વરનો પરિચય કરાવે છે; અને શ્રો-
તાઓનું ધ્યાન ખેંચે છે. તે જેમ જેમ સભામાં બોલે છે તેમ
તેમ પ્રત્યેક વખતે તેનું ભય ધીમે ધીમે ઓછું થતું જાય છે;
તેની સ્મરણશક્તિ સુધરતી જાય છે; અને પુન પુનઃ અભ્યા-
સથી વિશેષ પરિપક્વ થતી જાય છે; તેને વિચારો હમેશાં આ-
વતા જાય છે, અને વિશેષે વિશેષ નિયમયુક્ત થતા જાય છે,
અને એમ તે પોતાના વિચારો દૃષ્ટાંતથી અસરકારક રીતે
જણાવવાને સમર્થ થતો જાય છે. શારીરિક રચનાને અનુલ-
ક્ષીને જુઓ તથાપિ **કળા**નો તે ઘણોજ ઋણબદ્ધ છે. **કળા**
તેના સ્વરને સુધારે છે, સબળ કરે છે, અને મધુરતા આપે છે.
તેના શરીરને યોગ્ય સ્થિતિમાં રાખવાની ક્વાયદ આપે છે.
તેના હાવભાવને મનોહર કરે છે, અને છેવટે તેના દેખાવને
શોભા આપે છે. **કળા** તેની ભાષણ કરવાની રીતિની ખા-
માન પણ સુધારે છે. વક્તૃત્વશક્તિમાં **કળા**ની કેટલી

બધી આવશ્યક્તા અને તેનું કેટલું બધું મોલ્ય છે તે વિષે કોઇને સંશય રહેતો હોય તો હું કહુંછું કે તેણે **ડિમોસ્થનીસનો** દાખલો લેવો પ્રથમ તેની કેવી નીષ્ફળતા થઇ પણ પાછળથી તેણે કેવો મહાવિજય પ્રાપ્ત કર્યો! હવે આપણે જોવું જોઇએ કે, તેણે શું કર્યું કે જેથી તે અંતે એક પૂરે પૂરો છટાદાર મહાવક્તા થયો? તે પોતે **વકતૃત્વકળા** શીખવા પછવાડેજ મંડયો, અને તે પ્રમાણે પોતાના ઉચ્ચારોની ખામી સુધારી પ્રથમતો **સ્પષ્ટોચ્ચાર** કરવા લાગ્યો; **સમુદ્ર** કીનારે તેણે બોલવા માંડયું, અને એ પ્રકારે પોતાના અવાજને બળીવાન કરતો ગયો; તેણે પોતાની સમક્ષ એક મોટો આરસો રાખ્યો, અને શરીરસ્થિતિ કેમ રાખવી તથા હાવભાવ કેવા કરવા, તેનો મહાવરો કરવા લાગ્યો; અને એ રીતે પોતાનો ઢબછબ અને ચેષ્ટાઓ સુધારતો ગયો ટુંકામાં તેણે પોતાનો સઘળો ભરૂસો ભાષણ કરવાની **કળાપરજ** રાખ્યો; તે **કળાએ** તેને એટલો બધો મહાન્ અને પરિપૂર્ણ વિજય અપાવ્યો કે કોઇ દિવસ ભાગ્યેજ એવા વકતા થઇ શકે. હવે આથી વિશેષ બોલવાની મારે શી અગત્ય છે?

**અગીયારમો વક્તા.**—સુજ્ઞ શ્રોતાજનો, વકતૃત્વશક્તિનો વિજય **બુદ્ધિ, જ્ઞાન** અને **કળાના** કરતાં સદાચારપર વિશેષ આધાર રાખેછે. જે મનુષ્ય સત્યવાદી, સરળ સ્વભાવી, અને સદાચારી છે, તેજ સર્વથી શ્રેષ્ઠ વકતા છે, કારણકે **સદાચાર** સત્યનો વિવેક કરાવે છે, **વિવેક** સહૃદયતા આપે છે, **સહૃદયતાથી** વાણીમાં સ્ફુરતા આવે છે, અને વિચારમાં અલૌકિક્તા આવે છે, અને **અસ્ખલિત** કે **પરિસ્ફુટ વાણી** અને **અલૌકિક વિચારનોજ** વકતૃત્વ નામથી વ્યવહાર થાયછે, આવું વકતૃત્વ, અપૂર્વ **ભાષા** યા અસરકારક **ચેષ્ટા** શોધી કાઢવામાં કદાપિ વિફળ થતું નથી. **સોક્રેટીસનાં** ભાષણોથી રોમના રાજ્યાધિકારીઓ કેવા કંપાયમાન થતા? જેમ એક ગૃહસ્થ બોલ્યા તેમ તે **કુદરતે** અંકિત કરેલો વકતા નહિ હતો;

કારણકે તે ક્ષુદ્ર દેખાવનો હતો; અને હું માનુંછું કે તે કુબડો પણ હતો; પરંતુ તેનું તેવા પ્રકારનું બોલવું તેના સદ્વર્તનપર અવલંબી રહેલું હોવાથી **પરલોક** સંબંધે અને **સત્યતા** સંબંધે અલૌકિક દૃઢતાવાન્ બન્યો. આમાં કંઇ **બુદ્ધિ** નહિ હતી, અને **કળાનું** કંઇ અહીં લાગતું વળગતું નહિ હતું; પરંતુ આતો અપૂર્વ સદાચારવડે માણસના અંતઃકરણમાંથી ઝબકી નીકળતી ખરી દૃઢતાજ હતી. આ પ્રમાણે તમે હમેશાં જોતા હશો કે જે સત્યવાદી, સરલ અને સાધુવૃત્ત છે તેજ ખરો વક્તા છે. હું વાક્પટુ કે અસ્ખલિત વાણી વિષે નથી બોલતો, કારણ, અસ્ખલિત વાણી એ કંઇ વકતૃત્વ નથી. અસ્ખલિત વાણીનો **શબ્દ** સાથે સંબધ છે, અને વકતૃત્વ તો વિચારનુંજ અવલંબન કરે છે. જેમાં હૃદય, મન, અને આત્મા તલ્લીન થઇ જાય એવો વિષય એક માણસને આપો, પછી જોઇએ તો તે માણસ કેળવાયલો હોય કે અભણ હોય **બુદ્ધિવાન્** હોય કે **કળાવાન્** હોય, આખા વિશ્વનું **જ્ઞાન** ધરાવતો હોય કે કેવળ પરિમિત અનુભવવાળો હોય, તથાપિ તે સાર્થ વાણી બોલશે, એટલુંજ નહિ પરંતુ જ્યારે જયારે તેને કોઇ વિષય ઉપર વિવેચન કરવું હોય, ત્યારે ત્યારે તે અસરકારક રીતિયે વિવેચન કરી શકશે, પ્રબળ બુદ્ધિ, જ્ઞાનભંડાર અને પરિપૂર્ણ **કળાના** કરતાં ખરી દૃઢતામાં, અનન્ય પ્રીતિ ભાવમા, અનન્ય ભકિતભાવમાં અને સદ્વર્તનમાં મને કોઇ અપૂર્વ શ્રદ્ધા છે. જે વકતા પોતાના અંત કરણથી બોલે છે, તેજ ખરો વકતા છે, તેજ વકતાનો સુયશ, સાશ્વત્ વર્તી રહે છે, તેજ વકતાની કીર્તિ અજર અને અમર છે. મારો તો, સુજનો, આવો અભિપ્રાય છે, તેથી આ વિષયપર હું મારું મત આપવાથી દૂર રહું તેને માટે મારાપર અવશ્ય ક્ષમા થશે એવી આશા છે.

**બારમો વક્તા.**—પ્રિય મિત્રો, વકતૃત્વશકિતમાં કળાના ઉપયોગીપણા વિષે બોલતાં જે ગૃહસ્થે **ડિમોસ્થનીસનું** દૃષ્ટાંત આપ્યું છે, તેના તરફ હું અત્યંત પૂજ્યભાવથી જોઉંછું,

છતાં મારો એવો અભિપ્રાય જાહેર કરવાને મને રજા મળવી જોઇએ કે, એ મહાન્ વકતાએ આપણા કેટલાએક મિત્રો ધારેછે તેમ, કંઇ વકતૃત્વની **કળા** ઉપરજ પોતાનો સઘળો આધાર રાખ્યો હતો એમ નથી.

આ વાત સત્ય છે કે, તેની ઘણીએક ખામીઓ અને મુશ્કેલીઓ જીતવામાં **કળા**એ તેને મદદ કરી હતી. વકતૃત્વકળાનો અભ્યાસ કરવાને તેને જો લાલસાજ થઇ તો તેની અંદર રહેલી તેની અનુભવિક, અને નિશ્ચયાત્મક બુદ્ધિને લીધે થઇ. જો એમ ન હોયતો એટલોજ અભ્યાસ કોઇ પણ માણસને **ડિમોસ્થનીસ** બનાવી દે. પરંતુ એવું જ્યારે આપણે દેખાડી નથી શકતા, ત્યારે આપણે માન્ય રાખવું જોઇએ કે, બીજાં સઘળાં માણસો કરતાં **ડિમોસ્થનીસ** એ સ્વાભાવિક રીતે શ્રેષ્ઠ વકતા હતો; અને એથી એવો સાર સહજ કાઢી શકાય છે કે કળાના કરતાં વકતૃત્વશક્તિનો વિજય સ્વાભાવિક **બુદ્ધિની** સાથે નીકટ સંબંધ ધરાવેછે. ભાષણ કરવાની **કળા ડિમોસ્થનીસને** ઉપયોગી હતી, પરંતુ **જો તેનામાં સ્વાભાવિક બુદ્ધિ હતી તોજ** તે ઉપયોગી હતી. ભાષણ કરવાની **કળા** શીખવાને એટલોજ અભ્યાસ કોઇ અતિમંદ બુદ્ધિવાન્ કરે તો, તે અભ્યાસ **વકતૃત્વકળાવાનની** અપેક્ષાએ તેને કંઇ પણ લાભકારક થઇ શકે નહિ સદ્ગૃહસ્થો, **ડિમોસ્થનીસ** નો ખરો વિજય તેની **બુદ્ધિને** અનુસંગિક હતો. **ગ્રીસદેશનુ** દાસત્વ, અને મોજશોખ તિરસ્કારપાત્ર અને ધિક્કારવાયોગ્ય છે; એવુ જોવાને તેને ચક્ષુ હતાં, અને તે સમજાવવાને અંતઃકરણ પણ હતું. માટે નિંદ્ય દાસત્વ કે ગુલામીપણું અને નીચ મોજશોખને પોતાના સ્વદેશમાંથી હાંકી કાઢવાને અપૂર્વ મનોબળથી, અને અદ્ભૂત શૌર્યથી તેણે પોતાના **નિશ્ચયને** આખા **ગ્રીસનો નિશ્ચય** કરી દીધો. ભાઇઓ, ક્યા ઇતિહાસમાં આવો દાખલો છે? જ્યારે તે બોલ્યો કે, **ચાલો** આપણે **ફિલિપ** ઉપર **ધસી પડો:**

આપણે એને જીતવું નહિ તો મરવું. ત્યારે જે ભાષણ કારે ગ્રીસદેશના એક વિશાળ જનસમૂહ સમક્ષ ભાષણ કરી પોતાની પ્રાર્થનાને અનુસરતો સર્વ હૃદયમાં પ્રતિઘોષ કરાવ્યો, તેમજ પોતાની ઇચ્છા મુજબ સઘળાને વાળ્યા, તે કંઇ તેના તેજસ્વી ચક્ષુને લીધે નહિ, કે નહિ તેના ઉત્સાહ-જનક હસ્તના આક્ષેપને લીધે, કે નહિ તેના અતિ બુલંદ અવાજને લીધે, કે નહિ તેની શૌર્યયુક્ત ઢબછબને લીધે; પ-રંતુ તેણે જે પોતાના શ્રોતાજનોને જાગૃત કર્યા. તે તો તેના હૃદયની સુકોમલતાના અને તેનાં વચનની સત્યતાના ગુણ-સહિત કરેલાં ભાષણથી જાગૃત કર્યા. તેના હૃદયે જે જે જોયું, તે તે તેનું હૃદયજ લોકોના હૃદય પાસે બોલ્યું. એની હૃદયગમ્ય વાણીથી કરેલા ભાષણની બાબત સાથે સરખા-વતાં ઢબછબ કંઇ બીસાતમાં નથી. તેટલામાટે **જ્ઞાન**ને જરા અલગ રાખી કુદરતી **બુદ્ધિ** ઉપરજ વક્તાના વિજયનો સમગ્ર આધાર છે એવું સ્પષ્ટ જણાય છે. આ વિષય ઉપર, પ્રિય મિત્રો, મારો તો આવો અભિપ્રાય છે.

**તેરમો વક્તા.**—પ્રિય ભાઇઓ, મને એમ લાગે છે કે, **ડિમોસ્થનીસજ** પોતે પોતાના પક્ષના રક્ષણ કરનારાનું અને પોતાના ચુસ્તભક્તોનાં પ્રમાણોનું ખંડન કરેછે. તેઓ જ્યારે એમ કહે છે કે, વક્તૃત્વશક્તિનો વિજય **બુદ્ધિ**પર આધાર રાખેછે, ત્યારે તે પોતે બેધડક કહેછે કે, નહિ, તે **કળા** ઉ-પરજ આધાર રાખેછે. તેને એક વેળા પૂછવામાં આવ્યું કે **વક્તા** થવામાં પ્રથમ શાની આવશ્યકતા છે? ઉત્તરમાં તેણે કહ્યું કે, "**ક્રિયાની**[1]" બીજી શાની? "**ક્રિયાની**" ત્રીજી શાની? "**ક્રિયાની**" અત્ર ત્રણવાર **ક્રિયા** કહેવાનો તેનો આશય વા-ક્પટુતા અથવા ભાષણ કરવાની **કળા** એવો છે. ત્યારે જે ભાષણકારોમાં અગ્રણી અને અપૂર્વ ભાષણાધિરાજનો એવો અભિપ્રાય છે કે, **કળા** કુદરતના કરતાં વક્તાને માટે

---

1 action.

વિશેષ અનુકરણીય છે તો, આપણે કેમ ધારી શકીએ અથવા હિંમતથી કહી શકીએ કે **કુદરત કળા**ના કરતાં શ્રેષ્ઠ છે.

બરાબર ધ્યાનમાં આપણે ઉતારવું જોઇએ કે, આ સ્થળે જ્યારે **કળા**, ભાષણના સંબંધમાં છે, ત્યારે તે **કળા** શબ્દનો અર્થ બહુજ વિશાળ છે. ભાષણ**કળા**માં માત્ર **ભાષણચેષ્ટા**[1]નોજ સમાવેશ નથી થતો પરંતુ જ્ઞાનની અને માનસિક શક્તિયોની સર્વ પ્રકારની સુવ્યવસ્થાનો સમાવેશ ભાષણકળામાં થઇ જાયછે. જે સાધનોથી **જ્ઞાન**ની પ્રાપ્તિ થાયછે; જે નિયમોથી વિચારો ક્રમવાર ગોઠવી શકાયછે તે અને ભાષણકળામાં આવશ્યક એટલી માનસિક કેળવણી, તેમજ શરીરના ચાળા અને સ્વરની સુવ્યવસ્થા, એ સર્વનો તેમાં સમાવેશ થાયછે;

> હું એટલામાટે, **કળા**ને સર્વથી ઉંચી પદવી આપું છું. **કળા**નો અભ્યાસી શિષ્ય, **જ્ઞાન**નો સંશય કરશે, મનને મોટું કરશે, સમજણને સુધારશે; કલ્પનાની કસરત કરશે, સ્મરણશક્તિને પ્રબળ કરશે, વિચારોનો સંગ્રહ કરશે, સત્યવાત અને ઉદાહરણો પોતામાં ભરતો જશે, તર્ક, જ્ઞાન, પ્રમાણ અને તત્વનો પોતે માહાવરો રાખતો જશે; લાગણી અને મનના વિકારોનું અવલોકન કરશે; અને તે સર્વનું પ્રતિબિંબ પાડાવાનું શીખશે, અને તે સર્વ ઉપરાંત પોતાના મનને વિચાર કરવાની અને સદાચારે વર્ત્તવાની ટેવ પાડવાની શિક્ષા લેશે; પોતાના શારીરિક અવયવોને યથાવિધ વાળવાની, અને તેની પ્રવૃત્તિયોને મનપસંદ સબળ કરવાની ટેવ પાડશે. ભાઇયો ! નિશ્ચય કરીને આપ માનો કે સ્વાભાવિક બુદ્ધિની માત્ર પ્રેરણાથી જે વક્તા થશે, તેમજ અતિ વિસ્તાર પામેલા માનવ **જ્ઞાન**ના સંગ્રહથી જે વકતા બનશે, તેના કરતાં આ **વકતૃત્વકળા**નો અભ્યાસી કેટલો બધો સમર્થ વકતા થશે તેનો હવે આપ સજ્જનોજ વિચાર કરશો.

---

1 Mechanism of speech, હાવભાવ.

**પ્રવેશક**— ( ઉત્તરમાં )—પ્રિય સભ્યજનો, આ વાદવિવાદના પૂર્ણ શ્રવણથી મને એમ જણાય છે કે વકતૃત્વની શ્રેષ્ટતા મારા વિષયમાં આવેલા એક ગુણપર આધાર નથી રાખતી, પરંતુ તે સર્વ ગુણપર આધાર રાખે છે. કેવળ સ્વાભાવિક બુદ્ધિથી માણસ કદી વકતા નહિ બની શકે, તેમજ કેવળ **જ્ઞાન**થી કોઇ વકતા નહિ થાય, તેમજ વળી કેવળ **કળાથી** પણ વકતા નથી થવાનાજ. માત્ર ત્રણ ગુણોના સંયોગથીજ, એક સમર્થ વકતા બની શકેછે એમ હવે સ્પષ્ટ જણાય છે.

એક વકતાને કેળવવામાં, ત્યારે આ બાબત ઘણીજ સંભાળથી ધ્યાનમાં લેવી જોઇએ પ્રથમ તો આપણે એ તપાસ કરવી જોઇએ કે, જે શકિતનો આપણે અભ્યાસ કરવા માગીએ છીએ, તે શકિતના બીજ વકતૃત્વના અભ્યાસીના મગજમાં છે, યા નહિ ? સમજવામાં ચપળતા, નિર્ણયમાં સામર્થ્ય, ગોઠવણમા પદ્ધતિ, અને તેને કામે લગાડવાને કુશળતા, એ ગુણો તેનામાં **સ્વાભાવિક** રીતે વસી રહ્યા છે યા નહિ ? તે બરોબર તપાસવું જોઇએ. પછી તેના મગજમાં જ્ઞાનનો સંભાર ભરવો જોઇએ, **જ્ઞાન** તે પ્રત્યેક જાતનું. શારીરિક માનસિક અને નીતિવિષયીક અસ્તવ્યસ્ત જેમ તેમ **જ્ઞાન**નો ઢગલો નહિ કરવો જોઇએ, પરંતુ રસ્તે રસ્તે માહીતિ આપતાં જવી જોઇએ, વિચારને ક્રમવાર ગોઠવવાને શીખવતાં જવું જોઇએ અને છેલ્લે તેના મનને, **કળાથી** વિમલ કરી શુદ્ધ સંસ્કારવાન કરવું જોઇએ. જે કંઇ વિચાર્યું હોય કે શિખાયું હોય તેનું વર્ગીકરણ કરવું જોઇએ, અને તેને ખુબીદાર અને ભભકાદાર સુંદર આકૃતિ અપાવવી જોઇએ. હું કળાપર જોઇએ તેથી અધિકમ વિશેષ ધ્યાન રોકવા નથી માગતો; કારણ કે, તેની પ્રવૃત્તિ મનને યંત્રવત્ અને અનાત્મવાદી કરી મૂકે છે. પરન્તુ હું તેને તેની યોગ્ય પદવીએ રહેવા દઇશ. તેમ જ તેથી વ્યતિરિક્ત વધારે ઉપયોગી ગુણોની ઉપર ધ્યાન ચોટાડીશ. એ સર્વ ઉપરાંત હું વકતૃત્વના અભ્યાસિયોના મનને સત્ય અને

સદાચારનું શિક્ષણ લેવા કહીશ. હું તેઓને કહીશ કે **સત્યનેજ** **તમારૂં સર્વસ્વ ગણો, અને તેને, અને તેનેજ માત્ર નમન કરો.** તમારે અહીં માત્ર એ એકજ સેવા બજાવવાની છે: વારૂ, બરો-બર મારા કહેવાનો ભાવાર્થ સમજજો. તમારે માત્ર સદાચા-રની અને સદાચારનીજ સેવા બજાવવી જોઇએ. નહિ તો ત-મારૂં **જ્ઞાન** આશિર્વાદરૂપ થવાના કરતાં શ્રાપરૂપ થઇ પડશે, સુયશના કરતાં તે તમને અપયશમાં બુડાવી દેશે. યાદ રાખજો કે, જેમ ભાપણશક્તિનો સદ્ઉપયોગ મનુષ્ય આચારને ઉત્ત-મોત્તમ અમીરી પદવીએ ચડાવે છે, તેમજ એ શક્તિનો છેક કંઇ નીચ મતલબ સાધવાને કરવામાં આવેલો દુરૂપયોગ, હ-લકામાં હલકી પદવીપર તેને ઉતારી પાડે છે. સુકીર્ત્તિના અતિ ઉચ્ચ શીખરપરથી અપયશની અંધારી ખીણમાં તમારી પ-છડાઇ મરવાની જો મનોવૃત્તિ થાય, અને તમારૂં સઘળું સા-મર્થ્ય લોકમાં દુરાચાર અને પાપબુદ્ધિ વધારવાને ખર્ચવું હોય ( જુઓ ખોટું નહિ સમજતા હો ! ) તો તમને પોતાનેજ ત-મારી એ નીચ સ્થિતિ દુઃખદાયી લાગશે, અને સત્યની સામે ધરેલાં તીર, તમારી પોતાની છાતીમાં ઘુંચી જશે. જે ના-સ્તિકતા અને દુરાચાર તરફ મનુષ્યવર્ગને વાળવાને મનુ-ષ્યોની ઇંદ્રિયોને ઉશ્કેરશે, તેને પોતાની આખી જીંદગી **કપટ-વેશે અને છળવેશે, અને બકવૃત્તિથી** અવશ્યે કાઢવી પડશે. કોણ કહેશે કે આ જીંદગી સુખી છે? પરતુ જે પો-તાની શકિતયો સદાચાર પ્રવર્તાવવાને કામે લગાડશે, તેઓ શાંતિદાયક અને આનંદદાયક જીંદગી ભોગવ્યા વિના રહેશે નહિ. તેની શાતિ સ્થિર અને એક સરખી નીભી રહેશે; અને તેનો આનંદ નિર્મળ, અને પવિત્ર હોશે. અંતે આવા માણસને હું કહીશ કે " તમારા સબંધમાં જે કોઇ આવતો હોય તે સ-ર્વનું ભલુ અને કલ્યાણ કરવા તરફ તમારૂં લક્ષ રાખો. " જે સાધનાનો તમે ઉપયોગ કરો તે સાધનો વિશુદ્ધ, અને સુકી-ર્ત્તિદા હો, અને ત્યારેજ તમે જોશો કે મારા જાતિભાઇવોનું

સુખ શોધવા જતાં તમે એક એવી ઉત્તમ અને અસરકારક રીત શોધી કાઢી છે કે જેથી તમારૂં પોતાનું પણ કલ્યાણ થાય અને જનસમાજનું પણ સુખ વધે. પ્રિય બાંધવો આ ઉપરથી તમે જોયું હશે કે અનુપમ વકતૃત્વશક્તિ પ્રાપ્ત કરવામાં સદાચારાદિ ગુણો ઉપરાંત **કળા, બુદ્ધિ, અને જ્ઞાન** એ ત્રણે શક્તિયોની અનિવાર્ય આવશ્યકતા છે છે ને છેજ.

---

वक्तुरेवहितज्जाड्यं यत्र श्रोता न बोध्यते.

---

तदुक्ता सदसिब्रवीतु वचनं यच्छृण्वतां चेतसः
प्रोल्लासं रसपूरणं श्रवणयोरक्ष्णोर्विकासश्रियम् ।
क्षुन्निद्राभयदुःखकालगतिहृत्कर्यांतरप्रस्मृतिम्
प्रोत्कंठामनिशं श्रुतौ वितनुते शोकं विरामादपि ॥१॥

---

He is the best orator who, in speaking instructs, delights, and animates the minds of his hearers.—Cicero.



# દ્વિતીય ખંડ.

---

## વાદવિવાદનાં રેખાચિત્રો.

### વિષય ૧.

### જનસમાજને વિશેષ હાનીકારક કોણ છે, કંજુસ કે ઉડાઉ ?

આવો વાદ ચલાવી શકાય કે કંજુસ જનમંડળને ઉડાઉ કરતાં વિશેષ હાનીકારક છે.

૧ કારણકે જ્યારે કંજુસ લોકસમાજમાં ફરતાં નાણાંખેંચી લઇ સંઘરી રાખે છે, ત્યારે ઉડાઉ તેને જનમંડળમાં બોહોળે હાથે ફરતાં કરેછે.

૨ કારણકે લોકોને તે પોતાના દાખલાથી એવે માર્ગે દોરેછે કે, લોકો કેવળ સ્વાર્થપરાયણ બને અને " પૈસો મારો પરમેશ્વર ગણી " તેની સેવામાંજ મસગુલ રહે. એટલુંજ નહિ પરંતુ એવા દ્રવ્યપૂજકો પછી ગમે તેવાં અઘોર કર્મ કરવાને પાછી પાની ન કરે. આવાં કર્મથી બીજું શું દુષ્ટ, નીચ અને નિંદાસ્પદ કાર્ય હોઇ શકે ?

દ્રવ્યપૂજકને માટે એક સંસ્કૃત કવિ કહેછે કે.—

जातिर्यातु रसातलं गुणगणस्तस्याप्यधो मज्जतां
शीलं शैलतटात्पतत्वभिजनः संदह्यतां वह्निना

शौर्ये वैरिणि वज्रमाशु निपतत्वर्थोस्तु नः केवलं
येनैकेन विना गुणास्तृणलवप्रायाः समस्ता [1]इमे

દ્રવ્યલોભની અસીમ ઇચ્છાનું વર્ણન કરતાં એક કવિ લો-
ભી પુરૂષોનાં અઘોર કર્મ આમ વર્ણવે છે.

मातरं. पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदरम्[2] ॥

૩ કારણકે તેની કૃપણતા તેના નિકટના સંબંધમાં આ-
વેલા મનુષ્યોની સુખશાંતિનો સંકોચ કરાવે છે, તેની બખીલાઈ
તેના પોતાનાજ પુત્ર પુત્રાદિની સદ્વૃત્તિને અને જ્ઞાનને પરિમિત
કરાવે છે, અને એ મખ્ખીચૂસ બીજાને પણ તેવાજ થવાને
ઉશ્કેરે છે.

એક કવિ લોભી માણસનો તિરસ્કાર કરતાં કહેછે કે—

न दातुं नोपभोक्तुं च शक्नोति कृपणः श्रियम् ।
किंतु स्पृशति हस्तेन नपुंसक इव स्त्रियम् ॥

૪ કારણકે કેવળ દ્રવ્યસંચયવૃત્તિ પ્રજાવર્ગને એવી દરિદ્ર
સ્થિતિમાં લાવી મૂકેછે કે લોકોમાં જુજ માણસોજ પૈસાદાર
થઇ શકે અને બાકીનો મોટો ભાગ ગરીબીમાં રવડ્યા કરે.

૫ કારણકે દ્રવ્ય તૃષ્ણા સર્વ દુરાચારનું મૂળ છે અને કંજુ-
સાઇ પ્રત્યેક જાતના નિષ્ઠૂર કાર્ય કરવાને માણસને પ્રેરે છે જેનાં
અનેક ઉદાહરણોમાં આ પણ છે.

---

૧ ભાવાર્થ—નાતજાત જોઇએ તો રસાતલમાં જાઓ, ગુણોનો
સમુદાય તેથી પણ જોઇએ તો નીચસ્થાનમાં ડુબી જાઓ, શીલ પ-
ર્વતપરથી પડતું મૂકો, સગાં સહોદર અગ્નિથી બળી મરો, વેરીનો
સામેના શૌર્યમાં જોઇએ તો હમણાજ વજ્ર પડો; પરંતુ અમને તો
પૈસોજ કેવળ મળો, કારણકે એના વિના ઉપર કહેલા સમગ્ર ગુણો
નાના તણખલા જેવા છે.

૨ ભાવાર્થ—લોભિષ્ટ માણસ, માતા, પિતા, પુત્ર. ભાઇ મિત્ર,
શેઠ અને સગાં સહોદરને પણ હણતા અચકાતો નથી.

**ખોદાદાદ** નાટકમાં પૈસા માટે નિર્દોષ **આબ્બાન**નું ખૂન કરવા **જાલમ** તૈયાર થયો છે; **નળદમયંતી** નાટકમાં **નળનો** પિતરાઇ ભાઇ **પુષ્કર** દ્રવ્ય તૃષ્ણાથી નળનું રાજ્ય પડાવી લે છે; **રસિકમણિ** નાટકમાં દ્રવ્યને માટે નિર્દોષ **મણિને** એક બૂઢા ખોખલા ડોશા વેરે પરણાવવા તેનો **બાપ** મથેછે. **ભોજપ્રબંધ**માં બાળક **ભોજ**ને તેના પિતાએ પોતાના ભાઇ **મુંજ**ને ખોળે બેસાડયા છતાં, **મુંજ** તેનો પ્રાણ લેવા મારાને સોંપે છે; ઇત્યાદિ પ્રાચીન અર્વાચીન અનેક ઉદાહરણો આપી શકાય.

વિરૂદ્ધ પક્ષમાં એવી દલીલો આણી શકાય કે ઉડાઉ જન મંડળને વિશેષ હાનીપ્રદ છે.

૧ વ્યાપાર રોજગારના પ્રત્યેક સાહસિક કાર્યોનો પાયો નાણાના મોટાભંડોળ પર આધાર રાખે છે. પરંતુ આ ઉડાઉ તો એના એવા નાના વિભાગ કરી નાંખે છે કે તેવા મોટા ભંડોળ થવાનો સંભવ રહેજ નહિં.

૨ કુટુંબના વડાઓની લોભવૃત્તિ અને ઉદ્યોગવૃત્તિને તે અત્યંત ઉતારી પાડે છે; કારણ કે કયો પિતા ઉડાઉ પુત્ર માટે દ્રવ્ય સંચય કરવાને કાળજી રાખશે. ?

૩ ઉડાઉ પોતાને પનારે પડેલાને અસહ્ય પાયમાલીએ પહોંચાડે છે.

૪ ખેદયુક્ત ઉડાઉ માણસનું વર્તન, આપણને માનવ જાતને માટે ઘણોજ અધમ અને હલકો વિચાર આપે છે અને તેથી મનુષ્ય મનુષ્યમાંથી સમભાવ, દયાવૃત્તિ, અને મૈત્રીભાવ દિવસાનુદિવસ ઘટતો જાય છે.

૫ જનસમાજ ઉપર તે અત્યંત ખરાબ દાખલો બેસાડે છે.

આ વિષયના ઉભય પક્ષપર યથાર્થ વિચાર કરતાં એવું સમાધાન આણી શકાય કે આ બન્ને શખ્સો અદ્યપિ સમ્પૂર્ણ નહિ તથાપિ લગભગ એક સરખી જનસમાજને હાની પહોંચાડે છે. એક પક્ષમાં જેટલો ઉડાઉ સદ્ગુણથી વેગળો છેઃ તેટલોજ બીજા

પક્ષમાં કંજુસ સદાચારથી દૂર છે. એટલા માટે ઉડાઉપણાની અસર જેટલીજ કંજુસાઇની અસર ખરાબ છે, એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી.

આ દૃષ્ટાંતો પ્રસ્તુત વિષયની પરાકાષ્ટાનાં દૃષ્ટાંતો છે; અને કુદરતે પોતાની સ્વેચ્છાથીજ આવા પરસ્પર વિરૂદ્ધ વૃત્તિવાળા તેઓને બનાવ્યા હોય એમ સંભવે છે. આ પ્રમાણે કેવળ દ્રવ્યસંચય કરનાર લોભી માણસના પંજામાંથી જગત્ ઘણું ખરૂં બચી જાય છે. કારણકે બખીલ પિતા ઉડાઉ પુત્રને માટે પોતે કરેલો દ્રવ્ય સંચય મૂકી જગતમાંથી ચાલ્યા જાય છે, તેમજ એક કાળમાં એકઠો થએલો ધનસંચય બીજા કાળમાં ઘણો ખરો સર્વ લોકમાં વ્યાપ્ત થઇ જાય છે, અને તેથી આ રીતે કેટલેક દરજ્જે ઉભય પક્ષમાં સમતોલપણું આવવા માંડે છે.

---

## વિષય ૨.

### આ અખિલ ભૂમંડલપર સાર્વત્રિક શાંતિ[1] પ્રવર્ત્તવાનો સંભવ છે યા નહિ ?

નિષેધ પક્ષવાળા આવો પૂર્વપક્ષ આણી શકે કે—

૧ અખિલ જગતના વર્તનપર અવલોકન કરતાં **સાર્વત્રિક** શાંતિની કંઇ પણ આશા રાખી શકાતી નથી. દ્રવ્યલોભ દ્રવ્યલોભની સામે, કીર્તિ લોભ કીર્તિ લોભની સામે, રાજ્ય લોભ રાજ્યલોભની સામે અને સ્વાર્થવૃત્તિ, સ્વાર્થવૃત્તિની સામે પોતાનું તુમુલ[2] યુદ્ધ જ્યારે મચાવી રહી છે, ત્યારે દેશમાં

---

૧ સર્વ ઠેકાણે નિરૂપદ્રવતા, મૈત્રીભાવ, લડાઇનો અભાવ Universal Peace. ૨ ઘણું મોટું.

કજીઆ, કંકાસ, ટંટા, બિગાડ, તુટ, ફાટફુટ, લડાઇઓ અને મોટા રણસંગ્રામો પ્રસરવાની અગમચેતી સહજ થઇ આવેછે.

પ્રાંતિક વાંધાઓ, પોતપોતામાં ઇર્ષાભાવ, અવિશ્વાસ અને વૈરભાવનાં બીજાં અનેક કારણો, **યુરોપ, એશિયા, રૂશિયા, ફ્રાન્સ, જર્મની** આદિ સુધરેલા દેશોમાં પણ લડાઇઓ સળગી ઉઠવાનું અહર્નિશ ભય આપી રહ્યા છે.

૨ અન્ય લોકને માટે આપણા અંતઃકરણમાં ઉત્પન્ન થતી તિરસ્કારબુદ્ધિ અને તેઓના ગુણોપર અલક્ષવૃત્તિ રાખી તેઓના દોષ પ્રગટ કરવાને આપણે જ્યારે આટલા ઉત્સુક થઇ રહ્યા છીએ, ત્યારે કલહ ઉગી નીકળશે, એટલુંજ નહિ પણ ઠામ ઠામ તેની જ્વાળા સળગી ઉઠશે અને આવા કલહોને કૃપાણધારાજલવિના[1] બીજું કોણ શાંત પાડી શકશે ?

૩ પ્રત્યેક કોમનો મોટો વર્ગ યુદ્ધમાં આનંદ માની રહ્યો છે, એ ઉપરથી એવુ સહજ અનુમાન થઇ આવેછે કે યુધ્ધો કોઇ દિવસે વિરામ પામવાના નથીજ.

૪ સામાન્યદૃષ્ટિથી જોતાં માનવજાતિનું જ્યાંસુધી અસ્તિત્વ છે, ત્યાંસુધી **કલહનાં મૂળો** તો જડમૂળથી ઉખડી જવાનાં નથી; પરંતુ સામાજિક, સંસારિક, રાજ્યકીય, અથવા પરદેશીય કલહો લશ્કરીબળથી દાબી દેવાની નિરંતર આવશ્યકતા દાખવેછે.

સ્વિકાર પક્ષવાળા એવાં પ્રમાણો રજુ કરી શકે કે—

૧ જોકે અખિલજગતના સામાન્યવર્તનને અવલોકતાં સામ્પ્રતકાલિક યુદ્ધવૃત્તિને બંધ પાડવાનું સાધન શસ્ત્રો જણાયછે, તથાપિ જ્યારે દિવસાનુદિવસ યુધ્ધો ઘટતાં ચાલ્યાં છે, ત્યારે ભવિષ્યમાં તે નિર્મૂળ થઇ જશે, એટલે સાર્વત્રિક શાંતિ પ્રસરવાનો સંભવ છે.

૨ ચાલુ સુધારો આપણના કર્ણપટ ઉપર નિરંતર નિર્ઘોષ

---

[1] તરવારની ધારવિના.

કરી રહ્યોછે, અને તેથી આપણને નિશ્ચય થતો જાયછે કે લડાઇઓ સુધરેલા જમાનાને છાજતી નથી.

આ ઉપરથી એમ ધારી શકાય છે કે જ્યારે સુધારો પૂર્ણ દશામાં આવી, તેનાં સુપુષ્પો સર્વત્ર બેહેકાવી રહેશે, ત્યારે લડાઇઓ જગત્માંથી તદન નાબુદ થઈ જશે.

૩ સર્વ મનુષ્યને એવુ તો સમજાવા લાગ્યું છે કે, લડાઇઓ ઘણે ખરે દરજ્જે આવશ્યકી નથી, તેમજ માનવજાતના લાભને હાનીકારક છે; આ વિચાર લડાઇને એકી વખતે નહિ પરંતુ રફતે રફતે દેશમાંથી હાંકી કાઢશે.

૪ યદ્યપિ માનવહૃદયમાં યુદ્ધની અને અન્યજનપર તિરસ્કાર દેખાડવાની વૃત્તિ દ્દઢીભુત થઇ ગઇ છે, તથાપિ ધર્મવૃત્તિ દુર્ગુણનાં બીજ ધીમે ધીમે નિર્મૂળ કરતી જાયછે અને તેને સ્થળે શાંતિનાં બીજ રોપતી જાયછે. વળી એ શાંતિબીજનાં સુવૃક્ષો એવાં તો વિશાળ થશે કે આખા જગત્માં તેની સુવાસ ફેલાયા વિના રહેશે નહિ.

૫ એક તરફથી જ્યારે આર્યશાસ્ત્ર જગતનાં સર્વ પ્રાણી તરફ મૈત્રી, કરૂણા, પ્રમોદ અને મધ્યસ્થ વૃત્તિથી વર્તવાને નિર્ઘોષ કરી રહ્યાં છે અને બીજી તરફથી અન્ય ધર્મશાસ્ત્રો પણ બંધુભાવની કીર્તિ ગાવા મંડયાં છે, ત્યારે સાર્વત્રિક શાંતિનું આ ભૂમંડળપર આવાગમન થવાનો સંભવ છેજ.

---

## વિષય ૩.



### પશુઓમાં વિવેકબુદ્ધિ[1] છે?

સ્વિકારપક્ષવાળા આનુભવિક અને સાદ્દશ્યનાના આવાં પ્રમાણો સભાસમક્ષ સાદર કરી ગયે કે—

વિવેકબુદ્ધિની એવી વ્યાખ્યા કરી શકાય કે કેટલીએક

---

૧ ખરૂંખોટું સમજવાની શક્તિ; અક્કલ; reason

પ્રતીજ્ઞાપરથી સિદ્ધાંતોપર આવવાનું સામર્થ્ય, તેમજ પદાર્થોમાં રહેલાં વૈલક્ષણ્યને સમજવાની શક્તિ, તે ઉપરાંત અવલોકન અને સ્મૃતિદ્વારાએ ઉત્પન્ન થઇ આવતા વિચારોપરથી નિર્ણયપર આવવાની પ્રબળતાઃ પ્રાણીઓમાં આવી શક્તિ છે તેને માટે બીજાં ઉદાહરણોની સાથે સાથે આ દૃષ્ટાંતો આપી શકાય કે—

૧ જો એક કુતરાને રસોડામાંથી રોટલી ચોરી જવાને માટે માર્યો હોય તો તે રસોડામાં તેના ઉપર જબરી વાપર્યાવિના દાખલ નહીં થાયઃ આ દૃષ્ટાંતમાં એમ સ્પષ્ટ માલમ પડે છે કે પુનઃ શિક્ષામાંથી બચી જવાને માટે પ્રથમની શિક્ષાનું સ્મરણ બીજીવાર તેમ નહિ કરવાને તેને અટકાવે છે; અને આવી રીતે તે પોતાની બુદ્ધિ દાખવે છે.

૨ જો કોઇ હાથી, ઘોડા યા કુતરાને કંઇ ઇજા કરવામાં આવી હોય તો, પોતાને સતાવનારને તે હમેશાં યાદ રાખે છે, અને જો તેનાથી બને તો તેને શિક્ષાપણ કરે છે; પ્રાણી વર્ણનવિદ્યાના પ્રત્યેક પુસ્તકોમાં આવાં ઉદાહરણો તમને મળી આવશે. અહીં આપણે બુદ્ધિ પૂર્વક તેઓની સ્મરણ શક્તિ જોઇ શકીએ છીએ, અને તેથી શિક્ષાથી થએલા સંતાપને માટે વૈરભાવની લાગણી બુદ્ધિ પૂર્વક તેઓ ધરાવે છે એવું અનુમાન થાય છે.

૩ મધમાખની ચતુરાઇમાં, કીડીઓની સંગ્રહવૃત્તિમાં, કુતરાની બુદ્ધિમાં; ને વાંદરાઓની અક્કલમાં; શિલ્પશક્તિ, દીર્ઘદૃષ્ટિ, અને માનસિક શક્તિના પ્રત્યક્ષ પૂરાવાઓ આપણે જોઇ શકીએ છીએ; આ શક્તિ કોણ ના પાડશે કે શારીરિક શક્તિ કરતાં વિષેપ ઉંડા પાયાવાળી નથી ? અને તેનાં આવાં બુદ્ધિ પૂર્વક કાર્યો ઉપરથી આપણને એમ કબુલ કર્યા વિના ચાલવાનું નથી કે માણસમાં જે બુદ્ધિ ( તત્વરૂપે સમાન પરંતુ દરજ્જે ન્યૂનાધિક ) છે, તેવીજ બુદ્ધિ પશુઓમાં પણ છે.

વિરૂદ્ધ પક્ષમાં આ પ્રમાણે દલીલો લાવી શકાય કે—

૧ **પશુવર્ગમાં** જે બુદ્ધિસામર્થ્યો દ્રષ્ટિગોચર થાયછે, તે તો કેવળ અંગજ્ઞાનની શક્તિઓ છે અને તે બુદ્ધિ સાથે કંઇપણ સંબંધ ધરાવતી નથી.

૨ અંગજ્ઞાન, એ બુદ્ધિનો એક ભાગ છે. અને સિદ્ધ વસ્તુની સમજનો તેમાં સમાવેશ થાયછે; પરંતુ તર્ક શકિત, એ એક એવી શક્તિ છે કે, જેથી આપણે શોધ કરી અને સત્ય તરફ વળીએ છીએ.

૩ પશુઓના વિચાર મનુષ્યોના વિચાર કરતાં અત્યંત વિભિન્ન છે; કારણકે પશુઓના વિચાર જ્યારે ઇંદ્રિજન્ય છે, ત્યારે મનુષ્યના ઇંદ્રિજન્ય અને બુદ્ધિજન્ય બન્ને હોય છે.

૪ વિવેકબુદ્ધિમાં સારાસાર, અને નીતિની સમજનો સમાશ થાય છે, **પશુવર્ગ** સમજ બીલકુલ ધરાવતાં નથી એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તેઓને વિવેકબુદ્ધિની બક્ષિસ છેજ નહિ.

૫ **મનુષ્યની** થોડામાં થોડી બુદ્ધિ અને પશુઓની મોટામાં મોટી બુદ્ધિમાં આશ્ચર્યજનક ભેદ છે, એ પરથી એમ જણાય છે કે **મનુષ્ય** અને પશુ બન્ને ભિન્ન ભિન્ન ખાસિયતનાં છે.

૬ જગતના સર્વ પ્રાણી જ્યારે **મનુષ્યને** વશવર્તી રહેછે, તે ઉપરથી તેની બુદ્ધિશક્તિની ભિન્નતા અને શ્રેષ્ઠતા સ્પષ્ટ જણાઇ આવેછે.

આ વાદમાં પશુવર્ગ પર **માયાળુતા** અને **દયાળુતા** દાખવવાના પ્રસંગો પણ આણી શકાય

---

# વિષય ૪.

—:o:—

## કયો માણુસ વિશેષ સુખી છે, જંગલી કે સુધરેલો?

એવો વાદ થઈ શકે કે **સુધરેલા માણુસ** કરતાં **જંગલી માણુસ** વિશેષ સુખી છે.

૧ તેનું બંધન રહિત અને સ્વતંત્ર જીવન શારીરિક રીતે જોતાં તેને વિશેષ આરોગ્યતાવાળો રાખે છે.

૨ તેની જરૂરીઆતો સાદી અને પ્રમાણમાં થોડી હોવાથી તે સહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે?

૩ સુધરેલી જીંદગીની ફીકર, ચિંતા, ઇર્ષા, ભય, દ્રવ્યતૃષ્ણા અને કીર્તિલોભથી તે મુક્ત છે.

૪ માનસિક તેમજ શારીરિક વિકારો તેને સુધરેલાની અપેક્ષાએ થોડાજ સતાવે છે.

૫ જનસમાજના દુર્ગુણોથી તે મુક્ત છે, છાકટપણાનો, બક-વૃત્તિનો, છળકપટનો, અને લુચ્ચાઇ વગેરેનો તેને પાસ પણ લાગતો નથી.

વિરૂદ્ધપક્ષમાં કહી શકાય કે—

૧ સુધરેલી જીંદગીમાં જે દીલાસો, વસ્ત્ર અને આશ્રય મળે છે તેને સ્થળે જંગલી લોકનું છુટાપણું મૂકવું એ ખરેખર દયાજનક વાત છે; આ વાતની સર્વમાન્ય સાબીતી એ છે કે સુધરેલા લોકોના સંબંધમાં આવતાં જંગલી લોકો તુરતજ પોતાની રીતભાતનો ત્યાગ કરી તેઓનું અનુકરણ કરે છે, પરંતુ જંગલી લોકોના સંબંધમાં આવેલા સુધરેલા લોકોને તેઓની રીતભાત તરફ કદી આકર્ષણ થયું હોય એ અસંભવ છે.

૨ જેમ જંગલી લોકોની જરૂરીઆતો સુધરેલા લોકોની સાથે સરખાવતાં સાદી અને જુજજ છે, તેમ તેઆનું સુખ પણ ઘણુંજ

થોડું છે, કારણકે વિચારના, પ્રેમના, સંસારિક સુખના, આશાના અને ધર્મશ્રદ્ધાના આનંદો તે ભોગવવા યોગ્ય થતોજ નથી.

૩ જેમ તે સંસારની વિટંબનાથી વિમુક્ત છે, તેમ સંસારી હક્કો અને તેની યોગ્યતા, તેમજ વિષયાનંદ અને આત્માનંદથી પણ તે વિમુખ છે.

૪ જેમ તેને શારીરિક વ્યાધિ ઓછી છે તેમ તેના સુખવિલાસ પણ ઓછા છે. જેમ તે રોગી નથી, તેમ તેની આરોગ્યતા સુખાવહ પણ નથી. તેનું શારિરીક સામર્થ્ય અને આત્મસામર્થ્ય કંઇ પણ ઉપયુક્ત કાર્યસંપાદક નથી.

જેમ જનમંડળના કેટલાએક દુર્ગુણોથી તે અળગો છે, તેમ તેના સદગુણથી પણ તે અજ્ઞાત છે, પરોપકારિતા, દયાભાવ, સન્માન શૌર્ય, દ્રઢતા, સહનશીલતા, ઉદારતા, દેશભક્તિ, ધારીષ્ટતા, ઇંદ્રિય નિગ્રહતા, એ સર્વ તેને અજાણ્યા છે; જ્યારે તેને જીંદગીના કાંટા ભોંકાતા નથી, ત્યારે તેને જીંદગીનાં સુપુષ્પો પણ સુંઘવા મળતાં નથી.

જંગલી લોકોની સ્થિતિ અંધઃકારમય છે, માનસિક તેમજ નીતિ વિષયિક વાતમાં તે કેવળ મૂઢ છે. વિચાર શ્રેણીની માધુરી કલ્પનાનો આનંદ, અને નિર્ણયનો સંતોષ એટલા વાનાં તો તેઓને કોઇ કાળે પ્રાપ્ત થઇ શકેજ નહિં; તેઓના ઉત્તમોત્તમ વિચાર, ઢંગધડાવિનાના, ખ્યાલી, નિરૂપયોગી, અને અર્થ વગરના હોય છે. અવર્ણનીય સંસારસુખ, પ્રેમ, બંધુભાવ, મૈત્રી, અને સંસારિક વ્યવહારના આનંદોનું તેઓને આખી જીંદગીમાં સ્વપ્ન પણ નથી; હૃદયને ગમતાં સુખોની શુભ કર્મોમાંથી મળતાં અક્ષય આનંદની અને દુષ્ટ કાર્યોથી અલગા રહેવાની વૃત્તિ એની જંગલી હૃદયને ક્યાંથી ખબર હોય? એ ઉપરાંત સુધરેલો મનુષ્ય ધર્મની લાગણી ને શ્રદ્ધાથી જે અવર્ણનીય સુખ ભોગવે છે તેથી તેને ખાત્રી છે કે મારો આત્મા અમર છે, એવું

જાણી જે આનંદમાં ડુબી રહે છે તેની જંગલી લોકોને ગંધ પણ ક્યાંથી હોય ?

જ્યાં અજ્ઞાન એજ સુખાવહ ગણાય છે, ત્યાં ડાહ્યા થવું એ મૌર્ખ્ય છે, પરંતુ અજ્ઞાન કદાપિ સુખકારક થયુંજ નથી.

**વક્તૃત્વકાળના અભ્યાસિયોને સૂચના.**—આ દ્વિતીયખંડમાં પ્રથમ ખડનીપેઠે પ્રત્યેક વિષયપર વાદવિવાદરૂપ ભાષણો કરી નથી દાખવ્યાં, પરંતુ આ ખંડમાંના વિષયોમાં દર્શાવેલી સ્વિકારપક્ષ અને વિરૂદ્ધપક્ષની **દલીલોપરથી** તેવાંજ **વાદવિવાદશીલ ભાષણો** રચી શકાશે. પ્રથમ વક્તાએ વિષયના પક્ષમાં યા વિપક્ષમાં ન બોલતાં હાથ ધરેલ વિષયનાં દિગ્દર્શનરૂપ **ઉપોદ્ઘાત** કરવો; તથા—અનુગામી વક્તાઓએ ઉપર દેખાડેલ કોઇ પણ પક્ષમાંથી એક વા બે દલીલો લઇ પ્રથમ ખંડમાં બતાવેલી રીતિસર શબ્દરચના કરી વાદ ચલાવવો, તદનંતર સભાપતિએ સભામાં વિરાજેલા સભ્યજનોના હાથ ઉંચા કરાવી, તેઓના અભિપ્રાયની સંખ્યા ગણી, વધુ મતને સિદ્ધાત તરીકે જાહેર કરવો. અને સમ પ્રમાણમાં અભિપ્રાયો, હોય તોજ રૂચતાં પક્ષમાં પોતાનો અભિપ્રાય આપવો.



# તૃતીય ખંડ.



## વિવાદશીલ વિષયોનાં નામ.

૧ જનસમાજને વિશેષ લાભ કોણ કરે છે, **યંત્રશાસ્ત્રી** કે **કવિ** ?

**સૂચન**—આ વિષયનું વલણ **મહાકાર્યશીલ** અને **મહાવિચારશીલ**ની મુકાબલે શી કિંમત છે તે તરફ છે; અને તેનું મધ્યબિંદુ **નીતિ** અને **કળા**ની વચ્ચે આવેલું છે તેમજ આ વિષય **સિદ્ધપદાર્થવિજ્ઞાન** અને **આત્મતત્ત્વવિચાર**નો પણ હોઇ શકે. **યૂરોપ**ના ઘણા વિખ્યાત લેખકોનું એવું માનવું છે કે ચાલુ કાળ અનહદ **સંસારિક વિચારપરાયણ** થઇ ગયો છે અને **પરમાર્થીકવિચાર** તેમાં ઉમેરાવાની તાત્કાલિક અગત્ય છે. આ વાદમાં આવા પ્રશ્નો પણ આણી શકાય.

૩ વિશેષ હાનિકારક ક્યો પુરૂષ ગણાય, **દાંભિક**[1] કે **મૃષાવાદી**[2] ?

૪ **દેહાંતદંડની શિક્ષા** ન્યાયપુરઃસર[3] છે ?

૫ કેળવણીમાં **સ્પર્ધાને**[4] અપાતું ઉત્તેજન યોગ્ય છે ?

**સૂચના**.—આપણા દેશમાં પરીક્ષામાં શ્રેષ્ઠ નીવડનારને ઇનામ આપી ઉત્તેજન અપાયછે; પરંતુ અન્ય દેશમાં આ બાબતના પક્ષવાદી અને વિરૂદ્ધ પક્ષવાદી એમ ઉભય પક્ષના વિદ્વાનો છે અને એઓના લેખ વાંચ્યા હોય તો આ વાદ એતદ્ દેશીજનોને પણ

---

૧ ઢોંગી; બકવૃત્તિ, Hypocrite. ૨ જૂઠો; Liar. ૩ Justifiable. ૪ હરીફાઇ; Rivalry; Emutation.

આનંદદાયક અને બોધજનક થઇ શકે, આ વાદમાં **તત્વજ્ઞાન** અને **અનુભવ** એ બન્નેને આણી શકાય.

૬ કયો ગુર્જર, કવિ શ્રેષ્ઠ ગણાય, **દલપત** કે **નર્મદ?**

**સૂચન**—આ વાદમાં ઉભય કવિવરના ગદ્યપદ્યના ગ્રંથોની ભાષા, શૈલી, રસ, અલંકાર, બોધ કલ્પના, મધુરતા, રંજનતા ઇત્યાદિ અને ભાષણ કરવામાં વાકપટુતા, છટા ઇત્યાદિ સર્વનો સામટી રીતે વિચાર કરી તુલના કરવી ઘટે; પરંતુ તેઓનાં કોઇ છુટા છવાયાં લખાણોથી પરીક્ષણ કરવું અયોગ્ય છે.

**૭ અભિલાષા[1] સદ્ગુણ છે વા દુર્ગુણ?**

**૮ વાર્તાઓનું વાંચન** લોકોને **નીતિમાર્ગગામી** કરેછે. યા નહિ.[2]

**સુચન**—આ વાદમાં એ તો સ્પષ્ટ છે કે નીતિવાર્તા લોક સમાજને નીતિમાર્ગે દોરેજ, પરંતુ આ વાદમાં એક મોટો લાભ થવાનો સંભવ છે, તે એ કે, વાદીપ્રતિવાદીની તકરારથી આપણી ગુર્જરી ભાષામાં કઇ કઇ વાર્તા નીતિવાર્તા છે, કઇ કઇ વાર્તા નીતિ અનિતિનો મિશ્રબોધ કરેછે, અને કઇ કઇ વાર્તા કેવળ જીજ્ઞાસાદિ વાર્તાના રસથી લોભાએલાં ચિત્તને અનીતિને માર્ગે ઘસડી જાય છે તેની ગણના થઇ શકશે.

૯ ચાલતો સમય **આર્યાવર્ત**ના **અસ્ત**નો છે વા **ઉદય**નો?

**સુચન**—પ્રાચીનકાળની વિદ્યા, કળા, ધર્મ, દ્રવ્ય, ને જાહોજલાલીને અર્વાચીન સમયની સાથે સરખાવો તથા મુસલમાની રાજ્યકાળ તથા ઇંગ્રેજી રાજ્યકાળની આપણી ધાર્મિક, વ્યાવહારિક તેમજ કેળવણીસંબંધી સ્થીતિનો મુકાબલો કરો.

૧૦ ધાતુ કઇ વધારે કીમતિ છે **સોનું** યા **લોઢું?**

**સુચના**—આ વાદનો વિષય શોભા અને ઉપયોગીપણાનો હોઇ શકે

૧૧ કેવા વચનમાં ફલસિદ્ધિ[2] છે,—સત્ય, પથ્ય[3], પ્રિય?

---

૧ Ambition, ઇચ્છા, વાંચ્છના, તૃષ્ણા, આકાંક્ષા લોભ, રાજ્યલોભ, કીર્તિલોભ, દ્રવ્યલોભ, અધિકારલોભ. ૨ Fulfilment of object. ૩ ગુણકારી.

**સુચન**—કેટલાએકનો એવો વિચાર છે કે લોકસમાજને ગુણકારી હોય યા ન હોય, તેઓને રૂચિકર થાય યા ન થાય તથાપિ **સત્યનો**જ બોધ કરવો; કેટલાએક એમ ધારેછે કે કેવળ **સત્યથી** ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી, માટે **પથ્ય** હોય તેવુંજ સત્ય બોલવું; અને કેટલાએકનો એવો નિશ્ચય છે કે **સત્ય** ને **ગુણાકારી** હોય છતાં લોકોને તે **રૂચિકર** ન લાગે તો ગમે એટલો બધો થવા છતાં કંઇ ફલસિદ્ધિ પ્રાપ્ત થતી નથી, માટે **સત્ય** હોય છતાં **પથ્ય** ને **પ્રિય** ન હોય તેવું ન બોલવું, **પથ્ય** હોય છતાં **સત્ય** ને **પ્રિય** ન હોય તેવું ન ઉચ્ચારવું અને **પ્રિય** હોય છતાં **સત્ય** ને **પથ્ય** ન હોય તેવું ન વદવું. વચન, ભાપણ વા બોધને **સત્ય, પથ્ય** ને **પ્રિય** એ ત્રણે ચારણીમાંથી અનુક્રમે કાઢી પછી તેનો ઉપયોગ થવો ઘટે, આમ માનનારા પણ પ્રાચીન અર્વાચીન ઘણા વિદ્વજ્જનો છે.

૧૨ શું માણસને **સદ્‌ગુણ** અવશ્ય સુખકારક નથી થતો, અને દુર્ગુણથી અવશ્ય દુઃખ પ્રાપ્ત નથી થતું?

૧૩ વિશેષ જ્ઞાન શાથી પ્રાપ્ત થાય છે, **વાચનથી**, અ**વલોકનથી** કે **શ્રવણથી**?

૧૪ આખા જગતને વિશેષ ઉપકાર કોણે કર્યો છે? **આસ્ટ્રેલિયાની** સુવર્ણની ખાણોએ, કે **ઇંગ્લાંડની** લોખંડની ખાણોએ?

૧૫ શ્રેષ્ઠ કવિ કયો, **દયારામ** કે **પ્રેમાનંદ**?

૧૬ સંસ્કૃત શ્રેષ્ઠ કવિ કયો, **ભવભુતિ** કે **કાલિદાસ**?

૧૭ **કાલિદાસ** શ્રેષ્ઠ કે **શેકસપિઅર**?

૧૮ **શાકુંતલ નાટકનું** ગુજરાતી ભાષાંતર ઉત્તમ કયું, **રા. રા. ઝવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞિકનું**, કે **રા. રા. દલપત્તરામ પ્રાણુજીવન ખખ્ખરનું**?

**સુચન**—જુના બુદ્ધિવર્ધક ગ્રંથના માસિક પુસ્તકો તથા નવલ ગ્રંથાવલિ તપાસવાથી આ વાદનો વિષય કંઇ સારો ચર્ચાશે.

૧૯ હાલ **સંસ્કૃત** ભાષાનું જ્ઞાન વિશેષ ઉપયોગી છે કે, **ઇંગ્રેજી** ભાષાનું ?

૨૦ **વકીલ** જાણતો હોય કે તેનું કુળ અપરાધી છે, છતાં ન્યાયાસન સમક્ષ તેનું રક્ષણ કરવામાં તે વ્યાજબી છે ?

૨૧ ગુન્હાઓની સંખ્યા વધેછે શાથી, ભૂખમરાથી, કવ્યલાલસાથી કે અજ્ઞાનથી ?

૨૨ પ્રજાવર્ગને વિશેષ કલ્યાણકારી કઇ રાજ્યવ્યવસ્થા હોઇ શકે, **રક્ષક**[૧] કે **ઉદાર**[૨] ?

૨૩ વ્યાપાર રોજગારમાં **એકસંપ** વિશેષ લાભકારી છે કે **સ્પર્ધા**[૩] ?

૨૪ દેશ સુધારણામાં વિશેષ કયા વર્ગની સુધારણાની અગત્ય છે, સ્ત્રીવર્ગની વા પુરૂષવર્ગની ?

૨૫ આ સંસારમાં વિશેષ **સુખ** છે યા **દુઃખ** ?

૨૬ જગતમાં વિશેષ **સત્યનું રાજ્ય** છે યા **અસત્યનું** ?

૨૭ દુનિયામાં વિશેષ **પાપકર્મ** થાયછે યા **પુણ્યકર્મ** ?

૨૮ પ્રજાને કેલવણી આપવાની સરકારની ફરજ છે યા નહિ ?

૨૯ દેશનિકાલ કરવાની શિક્ષા યોગ્ય અને અસરકારક છે ?

૩૦ સઘળી જાતની શિક્ષા ગુન્હેગારોને સુધારવાપર હોવી જોઇએ યા નહિ ?

**સૂચન**—ઇંગ્રેજી શિક્ષા ગુન્હેગારો પાસે કામ લઇ તેઓને નિરૂપયોગી નહિ કરી નાંખતાં સુધારવાપર દેખાય છે, તેનો અને પ્રાચીન આર્યોની ગુન્હેગારોના હાથ, પગ કાપી નાંખી નિરૂપયોગી તેઓને કરી નાંખી દેશમાંથી ગુન્હાઓને દૂર કરવાપરની તેઓની ધારણા, એ બેનો મુકાબલો આ વાદમાં થઇ શકે.

---

૧ Conservative ૨ Liberal ૩ Competition; હરીફાઇ.

૩૧ લોકસમાજમાં સારા **કહેવડાવવા** માણસોએ **અંદરખાનેથી** પણ સારા થવું જોઇએ યા નહિ ?

૩૨ કાવ્ય—નાટકો લોકોને લાભકારક છે યા હાનીકારક છે ?

૩૩ માનવ જાતની વિશેષ સેવા કોણે બજાવી છે, **યંત્રશાસ્ત્રે**[1] કે **પદાર્થવિજ્ઞાનશાસ્ત્રે**[2] ?

૩૪ વિદ્યાનિકષ સભા[3] આપણને જે શિક્ષણ આપે છે તે આપણી સ્થિતિને અનુકુળ છે યા પ્રતિકુળ ?

૩૫ શાળા કઇ સરસ, **ખાનગી** યા **સરકારી** ?

૩૬ કૃષિ,[4] વ્યાપાર, ચાકરી ને દલાલી,—એ ચાર ધંધામાં શ્રેષ્ઠ કયો ?

૩૭ આધુનિક કેળવણી માણસને કેવા બનાવે છે,–**વ્યાપારી, ચાકર,** કે **શિક્ષક** ?

૩૮ મુસલમાનો **અકબરને** વખાણે કે, **ઔરંગજેબને** ?

૩૯ રાજ્યના પ્રધાને વિશેષ લક્ષ શાનાતરફ આપવું જોઇએ, **લોકહિત** તરફ યા **રાજ્યહિત** તરફ ?

**સૂચન.**—કદાપિ એમ વાદનું પરિણામ આણી શકાય કે પ્રજાવર્ગના અને રાજ્યના ઉભયના હિતતરફ લક્ષ આપવું જોઇએ તો તે કેવી રીતે ? ( આ વિષયમાં વિદ્વાનોએ ખરેખર મગજ કશીને પ્રજાને પ્રધાનના કર્તવ્યસંબંધીના પોતાના વિચારોનો લાભ આપવો જોઇએ. )

૪૦ રાજા કયો શ્રેષ્ઠ **વિક્રમ** કે **ભોજ** ?

૪૧ ઉત્તમ ગ્રંથકારોને રાજ્યાશ્રય મળવો યોગ્ય છે યા નહિ ?

**સૂચન.**—ઉત્તમ ગ્રંથોકારો પ્રજાવર્ગની નીતિ સુધારી સરકારને પોલીસ યા કોર્ટોથી થતા લાભ કરતાં કેટલેક દરજ્જે વિશેષ લાભકારક થઇ પડે છે.

---

૧ Mechanics. ૨ Natural Science. ૩ University; વિદ્યાની કસોટી કરનાર સભા. ગો. મા. ત્રિપાઠી ૪ ખેતી.

૪૨ પુત્રનાં લક્ષણ પારણુમાંથી જણાય એ ખરૂ, કે તેને જેવું **જ્ઞાન** અપાય તેવો તે બને ?

૪૩ લોકમાં બળવત્તર શું છે,— **રૂઢી** કે **શાસ્ત્ર** ?

૪૪ દેશાટન સશાસ્ત્ર છે યા નહિ ?

૪૫ કેલવણી લેનારપર **કસરત** ફરજીઆત હોવી જોઈએ યા નહિ ?

૪૬ કયો **નિવાસ** શ્રેષ્ટ, **શહેરનો** યા **ગામડાનો** ?

૪૭ વિશેષ તિરસ્કારવા યોગ્ય શું,—**વેહેમીપણું** કે **શંસયીપણું** ?

૪૮ લોકમાં એલકાબો[1] ઉપકારજનક છે યા નહિ ?

૪૯ શ્રેષ્ટ શું, લોકપ્રિયતા કે એલકાબો ?

**સૂચન.**—કેટલાએક ભોળા જનો વાદવિવાદ નહિ કરતાં આ વિષયમાં પોતાનો અભિપ્રાય એકદમ આપી દે છે તેમ થવું જોઇએ નહિ.

૫૦ **ઉદ્યમ શ્રેષ્ટ કે કર્મ** ?

૫૧ સામ્પ્રતકાળમાં વિજય શાનો છે—**દ્રવ્યસામર્થ્યનો**[2] કે **નીતિસામર્થ્યનો**[3] ?

૫૨ મ્યુનિસીપાલના મેમ્બરોએ પોતાના અભિપ્રાય પ્રમાણે મ્યુનિસીપાલની સભામાં વર્તવું જોઇએ કે જે લત્તાના લોક તરફથી તે પ્રતિનિધિ નિમાએલ હોય તેઓના મોટા ભાગના અભિપ્રાયને અનુસરવું ઘટે ?

૫૩ **સંતોષવૃત્તિ** લાભકારક છે ?

૫૪ વિશેષ અસર શાની થશે,—**નીતિવચનની** કે **નીતિવર્તનની** ?

૫૫ દેશમાં ગુન્હેગારોની સંખ્યા ઓછી કરવાને **કેલવણીની** વૃદ્ધિ કરવી જોઇએ કે **ભયંકર શિક્ષાની** ?

---

૧ Titles. ૨ Influence of money. ૩ Moral influence

૫૬ પેદાસનું વિશેષ કિમતી સાધન શું,–મેહેનત કે મુડી?

૫૭ મનુષ્ય ગૌરવ શામાં છે,—મગજની ઉચ્ચ શક્તિમા કે હૃદયના સદ્ગુણોમાં?

૫૮ સુખકારક કઇ ઋતુ, શીઆળો, ઉહનાળો કે ચોમાસુ?

૫૯ ઉટવૈદુ કાયદાસર શિક્ષાપાત્ર ગણાય કે નહિ?

૬૦ માલમાં ભેળસેળ કરનાર કાયદા પ્રમાણે ગુન્હેગાર ગણાય કે નહિ?

૬૧ આધુનીક કેલવણી સાથે ધર્મની કેળવણી આપવી જોઇએ?

૬૨ કર વિશેષ કોની પાસે લેવા જોઇએ,—ઉદ્યોગી પાસથી કે મોજીલા પાસેથી?

૬૩ બળાત્કાર કરનારને માટે કઇ શિક્ષા ઉત્તમ, દ્રવ્યદંડ કે દેહદંડ?

૬૪ રૂપકમચી વાર્તાઓ લાભકારક છે?

સુચન.—કોઇ માણસના દોષો તેને પ્રકટ કહેવામા આવે તો તેને ગુસો ચડે છે. પરંતુ કુતરાં, બીલાડાં, વાંદરાં, ઇત્યાદિની વાર્તા ચલાવી માણસોને પરોક્ષ બોધ દેવામાં પંચોપાખ્યાન હિતોપદેશ, ઇસપનીતિ ઇત્યાદિ કલ્પિત વાર્તાથી લાભજ થયો છે, થાય છે ને થશે. વળી પ્રબોધચંદ્રોદય, મહામોહરાજપરાજય નાટક,[1] ઉપમિત ભવપ્રપંચ નાટક, તોલમાપનું સ્વપ્ન,[2] મીરઝાનું સ્વપ્ન[3] અને યાત્રાળુની યાત્રા[4] વગેરે રૂપક[5] ગ્રંથો પણ બોધ દાયક ગણાય

---

૧ આ સંસ્કૃત નાટકનું ભાષાંતર ગૂજરાતીમાં હજુ થયું નથી ૨ Vision of Weights and Measures. ૩ Vision of Mirza. ૪ Pilgrim's Progress. ૫ allegorical.

એવા છે. પરંતુ શામળની **સુડાબોતેરી**, **પુષ્પસેન પદ્માવતી** ઇત્યાદિ કલ્પિત વાર્તાઓ સ્ત્રીજાતિની તરફ તિરસ્કારવૃત્તિ સિવાય, બીજી કઇ નીતિનો બોધ કરે છે?

૬૫ **સરસ્વતીચંદ્ર** નામે અનુપમ નવલકથાપરથી તમે શુ અનુમાન કરો છો,—**સરસ્વતિચંદ્ર સન્યાસી** થાય તો ઠીક કે **કુસુમને** પરણે તો ઠીક?

૬૬ વર્ણનશક્તિ કોની શ્રેષ્ઠ ગણાય, **નંદશંકરની** કે **ગોવર્ધનરામની** ?

૬૭ મનોભાવના ઉત્તમ ચિત્રો શામાં છે, **સરસ્વતીચંદ્રમાં** કે કરણઘેલામાં?

૬૮ કવિકુલગુરૂ કાલિદાસના **મેઘદૂત** કાવ્યનું ગૂર્જર ભાષાંતર કયુ શ્રેષ્ઠ કહેવાય,—રા. રા. **ભીમરાવનું**[1] કે **સુદર્શન** નામના માસિકમાં આવેલુ?

૬૯ **માનસિકશકિત** શાથી ખીલે છે, **ગણિતશાસ્ત્રથી** કે **તર્કશાસ્ત્રથી**?

૭૦ **સાહિત્યપર** ગુણદોષવિવેચન થવું ઉપયોગી છે?

૭૧ તર્કશક્તિ કેવલ મનુષ્યપ્રાણીમાંજ છે?

૭૨ પ્રત્યેક વિષયમાં **સત્ય અસત્ય** જાણવાને અંતઃકરણ આપણો ખરો શિક્ષક છે?

૭૩ માણસ વિશેષ આનંદ શાથી પ્રાપ્ત કરી શકે,—**ચક્ષુથી** કે **કર્ણથી**?

૭૪ વિશેષ **મજા** શામાં છે, **દાન** દેવામાં કે લેવામાં?

૭૫ મનુષ્ય નીતિમાર્ગે કેમ ચાલે,—ઇશ્વરના **ભયથી** કે ઇશ્વરમાં પ્રીતિથી?

૭૬ **જુગાર** એ ફોજદારી ગુન્હો છે, ત્યારે **સટ્ટો** શા માટે નહિ?

---

૧ આ ગ્રંથપર જૂદા સ્વદેશવત્સલમાં વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે.

૭૭ **નસીબમાં** હોય તેમ થાય કે **ગ્રહશાંતિથી** પીડા નષ્ટ કરાવી શકાય ?

૭૮ જ્યોતિપવિદ્યાનો ફલાદેશભાગ માનનીય છે વા નહિ ?

૭૯ **તમાકુ** ખાવાનું, પીવાનું કે સુંઘવાનું **વ્યસન** લાભકારી છે કે નુકસાનકારી ?

૮૦ કોઈ બી એવા પ્રસંગો છે જેમાં **સત્યથી** દૂર રહેવું વ્યાજબી ગણાય ?

૮૧ કયો ધર્મ ચિરસ્થાયી થશે,—**પ્રમાણવાદી** કે **શ્રદ્ધાવાદી** ?

૮૨ ધર્મજ્ઞાની રસપ્રપૂર્ણ હોય કે શુષ્ક હોય ?

૮૩ કયો **ધર્મોપદેશક** પોતાના કાર્યમાં ફાવે,—પોતાના ધર્મમાર્ગની ખુબી **દેખાડનાર** કે પરધર્મમાર્ગને **ધિક્કારનાર** ?

૮૪ આપણા દેશનો ઉત્તમોત્તમ વક્તા કોણ છે ?

૮૫ **મુંબઈમાં** ઉત્તમ વક્તા કોણ ગણાય ?

૮૬ **મદ્રાસનો** ઉત્તમ વક્તા કોણ ગણાય ?

૮૭ **કલકતાનો** ભાપણવીર કયો લેખવો ?

૮૮ વિશેષ હાસ્યજનક શું **ભટનું ભોપાળું** કે **મિથ્યાભિમાન નાટક** !

૮૯ વર્તમાનપત્રના તેમજ માસિક ગ્રંથના અધિપતિઓએ નવીન પ્રગટ થતાં પુસ્તકો ખરીદ કરી તેના ગુણદોપ દાખવી પ્રજાની સેવા બજાવવી જોઈએ કે તેવાં પુસ્તકોની ભેટ મળે ત્યારેજ ટીકા ચલાવવી જોઈએ ?

૯૦ વર્તમાનપત્રના અધિપતિયોએ નાટકકારો તરફથી મફત ટીકીટો મેળવવી જોઈએ કે જાતે પૈસા ખર્ચી નાટકોના ગુણદોપ તપાસી પ્રજાવર્ગની તેમજ નાટકકારોની પણ સેવા બજાવવી જોઈએ ?

૯૧ દેશમાં બનતા જાહેર અને ઉપયોગી બનાવોની ખબર રાખવાને વર્તમાનપત્રોના અધિપતિઓએ માણસ ફરતાં

રાખવાં જોઇએ કે ફલાણા તરફથી લખાએલી ખરી ખોટી ખબર ના ખાંડાં ફુકવાં જોઇએ ?

૯૨ ચાલુ જમાનો ધર્મ ગુરૂઓની વૃદ્ધિને યોગ્ય છે કે ધર્મ સેવકોની ?

૯૩ ભાષાશૈલી સારી કઇ,—પારસી ગૂજરાતી કે સંસ્કૃત ગૂજરાતી ?

૯૪ **રામ**, પ્રજાધર્મ પાળતાં, સગર્ભા **સીતાને** વનવાસ કાઢવામાં ભર્તૃધર્મ ચૂક્યા છે વા નહિ ?

**સુચન.**—નર્મગદ્યમાં રામાયણસારનો ઉપસંહાર જોવો.

૯૫ **બિભિષણ રામ**નો પક્ષ લેવામાં વ્યાજબી હતા ?

૯૬ દેશાભિમાન એ ગુણ છે યા દોષ ?

૯૭ એક ઇશ્વરને માનવા છતાં, સુધરેલી પ્રજા પણ ભયંકર યુદ્ધો ચલાવે એ વ્યાજબી છે ?

૯૮ જ્ઞાન વૃદ્ધિ, જગતમાં બંધુભાવ વધારશે યા દ્વેષભાવ ?

૯૯ ઉત્તમ ટીકાકાર[1] કોણ,—**નવલરામ, મણિલાલ** કે **મકરંદ** ?

**સૂચન.**—નવલગ્રંથાવલી ભાગ બીજો, પ્રિયંવદા ને સુદર્શન અને બુદ્ધિપ્રકાશમાં આવેલાં નવાં પ્રગટ થતાં પુસ્તકોપરનાં આ વિદ્વજ્જનોનાં વિવેચનો જોવાં ?

૧૦૦ કવિત્વશક્તિ અભ્યાસ સાધ્ય છે, યા સ્વાભાવિક ?

૧૦૧ આધુનિક કાળ જડવાદીનો છે યા આત્મવાદીનો ?

૧૦૨ **મનુ**એ નાખવેલ ચાર જાતિમાં વર્તવું ઠીક કે હાલની અનેક જાતિઓમાં ?

૧૦૩ માણસને ભવિષ્ય અજ્ઞાત હોવાથી તે સુખી છે વા દુઃખી ?

૧૦૪ નર્ણય શ્રેષ્ટ કયો,—વાદ**પ્રતિવાદથી** થએલો કે એક પક્ષના **શ્રવણથી** થયેલો ?

---

૧ ગુણદોષવિવેચક, Critic.

૧૦૫ વિશેષ ઉપયુક્ત બોધ કયો—શિક્ષણશાળાનો કે અનુભવશાળાનો ?

૧૦૬ સોરતીઓ બંધ થવી જોઇએ યા નહિ ?

૧૦૭ સકલ માનવપ્રાણી સરખાં સરજાયલાં છે ?

૧૦૮ જ્ઞાનવાન્ વિશેષ માન પામે છે કે દ્રવ્યવાન્ ?

૧૦૯ વિશેષ પાપી કયો—ખુશામતિઓ કે નિંદાખોર ?

૧૧૦ કુદરતના નિયમો ફેરવી શકાય ?

૧૧૧ કળા સરસ કે કુદરત ?

૧૧૨ સ્ત્રીપુરૂષોની કેલવણીમા એક સરખા વિષયો હોવા જોઇએ ?

૧૧૩ સ્ત્રિયોથી પુરૂષનાં અને પુરૂષથી સ્ત્રીનાં કામ (ધંધા) યોગ્ય રીતે થઇ શકશે ?

૧૧૪ સરસ્વતિચંદ્ર એ નવલકથાનું પુસ્તક કેહેવાય કે બોધ લેવાલાયક નિબંધ-સંગ્રહ ગણાય ?

૧૧૫ લોકલક્ષ વિશેષ સાનાપર છે, શોભાપર કે ઉપયોગપર ?

૧૧૬ સતીનું સતીત્વ શામાં છે, પતિને દુઃખે દુઃખી થવામાં કે તેમને સુખી કરવામાં ?

[ તૃતીય ખંડ સમાપ્ત. ]





# ૐ

## પરિશિષ્ટ.

૧ દેશની ગરીબીનો જય શાથી થાય, અન્નદાનથી, વિદ્યાથી કે ઉદ્યોગ દાનથી ?

૨ હિંદને હાલ શાની ખોટ છે, ધર્માર્થે ઉપદેશકોની કે ધર્માર્થે સેવકોની ?

**સૂચના**—વિશેપ દેશને શું જોઇએ છે ? ધર્મ ગુરૂઓ કે ધર્મ સેવકો

૩ પતિ જીવતો છતાં બીજો પતિ હોવો એ અધર્મ ગણાય તો પત્નિ જીવતી છતા બીજી પત્નિ એ અધર્મ કેમ નહિ ?

૪ હિદની જે ન્યાતો ફરજીઆત વૈધવ્ય પળાવતી હોય તે ન્યાતોને નિરાધાર વિધવાનો નિર્વાહ કરવાની કે તેને સદ્‌ઉપયોગે લગાડવાની ફરજ છે યા નહિ ?

૫ વિશેપ પુન્યશામા, સશક્ત ભિક્ષુકોને ભીક્ષા આપવામાં કે સશક્ત મહેનતુઓને કામ આપવામાં ?

૬ હવે વિશેપ અગત્ય શાની છે , હોસ્પીટલોની કે સેનિટેરિયમની ?

૭ વિશેપ સારૂં શું, પોતાના વિચારથી દ્રઢ રહેવું તે કે પ્રસંગને અનુસરી વર્ત્તવું તે ?

૮ આગેવાન કોણ હોઈ શકે, જ્ઞાનવાન , ધનવાન કે કુટુંબવાન ?

૯ મનુષ્યની આત્મોન્નતિ શામાં છે; જ્ઞાનમાં, ભક્તિમાં, કે કર્મ-માં ?

૧૦ ચાલુ જમાનો શાનો છે; વાદવિવાદનો કે સંવાદનો ?

૧૧ વિશેષ બળ શામાં ખર્ચવું; સ્વધર્મના મંડનમાં કે પરધર્મના ખંડનમાં ?

૧૨ કયા ધર્મ કાર્યથી પૂણ્ય બંધાય; અને કયા ધર્મ કાર્યથી કર્મ ક્ષય થાય ?

૧૩ ઉત્તમ શું અને ઉત્તમોત્તમ શું; જન સેવા કે પ્રભુ સેવા ?

૧૪ વિશેષ લાભકારક શું; સ્વાવલંબન કે પરાવલબન ?

૧૫ ક્યાંસુધી પરાવલંબન અને ક્યારે સ્વાવલંબન માણસોમાં આવવું જોઇએ ?

૧૬ મનુષ્ય કેવળ સ્વતંત્ર છે કે પરતંત્ર ?

વિ. વિ. ઉભય છે તો કેટલો અને કયારે સ્વતંત્ર અને કેટલો, અને ક્યારે પરતંત્ર ?

૧૭ શિક્ષણમાં વિશેષ ઉપયોગી શું ભય કે પ્રીતિ ?

વિ. વિ. આ પ્રશ્નમાં પણ ઉભયની જરૂર જણાશે, તો પછી ક્યારે અને કેટલી પ્રત્યેકની જરૂર છે તેપર વાદ ચલાવી શકાશે.

૧૮ પ્રભુનો ભય રાખવો, કે પ્રભુમાં પ્રીતિ રાખવી; કે તેમાં ભક્તિ=ભાવ રાખવો, એ ત્રણમાં સૌથી સારૂં શું ?

૧૯ કયો ઉપદેશ લાભકારક છે, જૂઠું નહિ બોલવાનો કે સાચું બોલવાનો ?

૨૦ ક્યા લેખો અને ભાષણોની હવે અગત્ય છે ? બાળ લગ્નના નુકશાનના કે સુવાલગ્નના લાભોના ?

૨૧ વિશેષ ખેંચાણ કારક કયો વિષય, કન્યા વિક્રયનો નિષેદ્ધ કે કન્યા દાનનો વિધિ ?

૨૨ માણસ નસીબનો માલીક છે કે ગુલામ ?

૨૩ કર કોનાપર વિશેપ નાંખવા જોઇએ, મોજીલા પર કે વેપારી પર ?

**સૂચના**—ચોખા, ઘઉ પર કે દારૂ, અત્તરપર !

૨૪ ગાયન એ માણસને વિષયી બનાવે છે કે ભક્તિવાન ?

૨૫ વિશેપ વાંચે છે કોણ ? વિચાર કરવામાં આળસુ કે ઉદ્યોગી?

૨૬ માનવ વિચારની દિશા હાલ કયાં વહે છે, દેશાભિમાન તરફ કે વસુધાભિમાન તરફ ?

૨૭ ઉત્તમ સતી સ્ત્રી કઇ, પતિને દુ:ખે દુ:ખી થાય તે, કે પતિના દુ:ખનોભાર ઓછો કરી શકે તે ?

**સૂચના**—ગાંધારીએ અંધપતિ હોવાથી, આંખે પાટા બાંધી પોતે પણ આંધળી થઇ તેમ, કે પોતાની જાણે ચાર આંખછે એમ સમજી=માની અપંગ પતિને આંખનીખોટપુરી પડીતેને અંધાપાનું દુ:ખ ન થાય, ઓછું ન આવે, તેવું કરે= વર્તે તે સારૂં !

૨૮ કપટી વિશ્વામિત્ર રૂપ ધર્મગુરૂને રાજ્યાસન આપવાની,હરિશ્ચંદ્રની પ્રાચીન આર્યનીતિ પ્રસંશનીય છે કે દુરાચારી પોપરૂપ ધર્મગુરૂઓને ધર્માસન પરથી હડસેલી મેલનાર પ્રોટેસ્ટંટની પાશ્ચાત્યનીતિ પ્રસંશનીય છે ?

૨૯ જીવરક્ષાને માટે ખોટું બોલવું તે યોગ્ય છે કે કેમ ?

૩૦ બ્રહ્મચર્યની રક્ષાને માટે ખોટું બોલવું તે યોગ્ય છે ?

૩૧. સત્યની રક્ષાને માટે જીવહિંસા યોગ્ય છે ?

૩૨ ક્યા ઉપાયો વડે માંસાહારીના સંબંધથી આર્યલોકો માંસાહારી ન થતાં માંસાહારીયોને અન્ન–ફળ આહારી કરી શકે ?

૩૩ હિંદને હવે કેટલે અંશે માનસિકજ્ઞાન, કેટલે અંશે સાયન્ટિફિકજ્ઞાન અને કેટલે અંશે ઔદ્યોગિક જ્ઞાનનો આવશ્યકતા છે ?

૩૪ બળવાન વિશેષ કોણ, સંસાર ત્યાગી કે સંસાર વિજયી ?

૩૫ દુર્ગુણી દયા પાત્ર છે કે શિક્ષા પાત્ર ?

૩૬ પરીક્ષામાં પસાર થનાર છોકરાંને ઇનામો મળવા જોઇએ કે પરીક્ષા પસાર કરવા યોગ્ય બનાવનાર તેના શિક્ષકને ?

**સુચના**—એવી પણ દલીલ થઇ શકે કે ધોરણો ઉપરાંત માર્ક મેળવનાર વિદ્યાર્થી વિશેષ ઇનામને યોગ્ય થાય છે, તેમ શિક્ષકો વિશેષ છોકરાને પસાર કરાવનાર પોતે ઇનામ (પગાર વૃદ્ધિ) ની યોગ્યતા ધરાવે છે ?

૩૭ નાટકના પાત્રો, પુસ્તકોના લેખકો, ભાપણકારો અને ઉપદેશકો જેઓ લાંબો વખત નીતિ અનીતિના ભાગો ભજવે છે, તેના પર લખે–બોલે છે કે ઉપદેશ કરે છે તેમના પર નીતિ અનીતિની અસર થાય છે યા નહી ?

૩૮ પૂનર્જન્મ થવો એ સારૂં કે જન્મ જન્માંતરથી દૂર રહેવું તે ?

૩૯ પ્રભુએ જગતનો ઉદ્ધાર કરવા ઉત્તમ મનુષ્ય તરીકે જગતમાં અવતાર લેવો તે ઠીક, કે પોતાના આત્મગુણો ખીલવી પ્રભુવત્ થઈ જનસમાજનો ઉદ્ધાર કરવો તે ઠીક ?

૪૦ પરણેલા માણસો સ્ત્રી છોકરાને નિરાધાર મૂકી ત્યાગ કરે તે ગુન્હેગાર છે, કે લગ્નાદિ સબંધમાં રહી મનુષ્ય પોતાની સ્વાતંત્રતા ખોતો નથી તે ?

૪૧ કોઇ પણ ઇચ્છા વિના પરોપકાર થઇ શકે કે કેમ ?

૪૨ નાતો—જાતો જૂદી જૂદી હોવામાં લાભ શું છે અને નુકશાન શું છે ?

૪૩ જગત્માં વિરોધતા વિશેષ દેખાય છે કે વિવિધતા ?

૪૪ ખરો લાભ સત્ય જાણવામાં છે કે પોતાની વાતને પકડી રાખવામાં ?

૪૫ હિંદમાં હવે વધુ લાભદાયક સદાવ્રતો છે કે ઉદ્યોગાશ્રમો ?

૪૬ વર્તમાન કાળ સુધારાનો છે કે બગાડાનો ?
વિ. વિ. ઉન્નતિનો છે કે અવન્નતિનો ?

૪૭ સ્વમાન એ ગુણ છે કે અવગુણ ?

૪૮ સ્વનિંદા એ ગુણ છે કે અવગુણ ?

૪૯ સંપ્રદાયિક શિક્ષણનું ચુસ્તપણું આપણી કોમને ( સમાજને ) હાનિકારક છે કે લાભકારક ?

સૂચના—આ પ્રશ્ન ( વિષય ) નો ઉત્તર (ખુલાસો) ઘણો અગત્યનો છે—બનારસ કોલેજ હિંદુધર્મમાં ચૂસ્ત બનાવો, અલિગઢકોલેજ મુસલમીન ધર્મમાં, ક્રિશ્ચિન કોલેજ, ક્રિશ્ચિય

નીટીમાં, વૈષ્ણવો વિષ્ણુ ધર્મમાં, અને શૈવો શિવ ધર્મમાં, જૈન જિન ધર્મમાં–સંપ્રદાયમાં–ગચ્છોમાં, પોતપોતામાં દ્રઢ કરતા જાય તો દેશમાં કુસુંપના બીજ એવાં રોપાય કે આખા જગત્‌ના મનુષ્યોમાં, પૂર્વ મનુષ્યોની રક્ષા કરવાનો દાવો કરનારા ધર્મોએ અન્ય ધર્મી માણસોને મારી નાંખ્યા તેમ આ સુધરેલા કાળમાં વાવેલાં ઝેરી બીના ઝેરી ફળો નીવડે ત્યારે ચેતવું જોઇએ કે પંથ—ધર્મનો સામાન્ય ઉપદેશ આપી, એટલે જગત્ ધર્મના સામાન્ય ઉપદેશને પ્રથમ રાખી, પછી વિશેષધર્મ પોતપોતાના સંપ્રદાયનો રાખવો અને તેમાં પણ પોતાના ધર્મની બીજા ધર્મ કે સંપ્રદાય સાથે વિરોધતા બતાવવા કરતાં વિવિધતા બતાવવી, એવી ધારણાપર નિવેડો આણી શકાય. અથવા.–

સંપ્રદાય તેમાં તે એક ધર્મના अ, ब, क એવા વિભાગો છે. આમ ચડતે ક્રમે પણ સંવાદ થઇ શકે જગતના ધર્મ ઇતિહાસનું સારૂં જ્ઞાન હોય તો ચર્ચા ઘણી ઉપયોગી છે. કારણ કે જીવનના સર્વમાર્ગમાં મનુષ્યને ધર્મ પ્રિયમાં પ્રિય છે. અને તેના નિર્ણયપર મનુષ્ય જાતના સુસંપવડે અભિવૃદ્ધિ છે.

૫૦ સુખ કયાં છે પોતાની અંદર કે જગત્‌માં ?

૫૧ સદ્‌હેતુ માટે અયોગ્ય ઉપાય યોજવા તે યોગ્ય છે ?

૫૨ વિશેષ ઉચિત શું. શ્રોતાની યોગ્યતા પ્રમાણે તેને ઉપદેશ આપવા કે પોતાની યોગ્યતા પ્રભાવથી સર્વને લાભ થાય અને કોઇને નુકશાન ન થાય એવો સહેલો ઉપદેશ આપવો ?

સૂચના—ધર્મ ગુરૂઓ શિષ્યની યોગ્યતા પ્રમાણે ઉપદેશ આપે છે, મહાત્મા પુરૂષો સૂર્ય જેમ, સર્વત્ર પ્રકાશ કરે છે અને વરસાદ સર્વ જગોએ વરસે છે તેમ પોતાના પ્રભાવથી સર્વને એક સરખો ઉપદેશ આપવો આ ઉભય માર્ગમાં આપણે કયો અખત્યાર કરવો ?

૫૩—સમાજનું હિત શામા છે; એક હથ્થુ સત્તાથી કે કમિટીની સત્તાથી ?

૫૪ પોતાના ધર્મમાં સ્થિર કરવા તેથી મનુષ્ય જાતને લાભ કે બીજાઓને વટલાવી પોતાના ધર્મમાં લેવામાં ?

૫૫ પેઢીમાં કામ કરનાર બધાએ ભાગીઆ હોય તો વિશેષ લાભ પેઢીને થાય કે એક શેઠ અને બીજા પગારદારો હોવાથી ?

૫૬ બીજાને સુખ થાય અને પોતે પણ સુખી રહે તેમ વર્તવું એ સારૂ કે પોતે દુખી થઈ બીજાને સુખી રાખવા તે સારૂં ?

વિ. વિ. વિચારક જોઇ શકશે કે જગતના તમામ માણસ પોતે દુ.ખ વેઠીને બીજાને સુખ આપે તો પછી પોતાને સુખી રાખનાર પણ અન્યોઅન્ય મળી આવેજ એટલે સર્વના વિચારનું પરિણામ એક સરખું આવશે.

મહાત્મા બુદ્ધનો ઉપદેશ સ્વાત્મભોગ છે. મહાત્મા વીરનો ઉપદેશ આત્મ રક્ષા છે.છતાં **અહિંસા પરમોધર્મ** ઉભયનાછે.

૫૭ કયા ? સદ્ગુણો ખીલવવા સબળ કે નિર્બળ.

---

૧ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ભાગીયા હોય તો તેથી સર્વને લાભ થવા સંભવ છે.

સૂચના—સત્ય બોલવાના કે જૂઠું નહિં બોલવાના, નમ્રતા કે સ્વમાનના ? દયાના કે રક્ષાના ? અનિતિથી બચવાના કે સુનિતિએ વર્તવાના ?

૫૮ વાચન, અવલોકન અને વિચારણા આ ત્રણ જ્ઞાનના સાધનો-માં ઉત્તમ સાધન કયું ?

૫૯ નિતિના નિયમો માણસોએ પોતાની સગવડ પ્રમાણે ઘડયા છે કે કુદરતના અવિચળ કાનુનો છે ?

૬૦ હૃદયની પ્રેરણા પ્રમાણે વર્તવું એ ઠીક છે કે ધર્મ આજ્ઞા પ્રમાણે ?

૬૧ દોષપર ગુણ કરવાથી દોષનો નાશ થાય છે કે દોષને ઉત્તેજન મળે છે !

૬૨ જનસમાજને વિશેષ ઉપકાર કોણ, પ્રમાણિક ધંધે નિર્વાહ ચલાવનાર ધર્મીષ્ટ માણસ કે ભિક્ષા માગી નિર્વાહ કરનાર ધર્મીષ્ટ પુરૂષ. ?

૬૩ વર્તમાન જમાનો જરૂરીઆતનો વધારો કરે છે કે માણસના સુખનો ?

૬૪ શું આજે મોજ મજાની વસ્તુ તે કાલે જરૂરીઆતની થશે ?

૬૫ પોતાનું હિત પોતે સમજી શકે કે બીજાઓ ?

૬૬ જ્યાં પડદાસીનનો ધારો છે ત્યાં પુરૂષોને મોહ ઉત્પન્ન કરે માટે સ્ત્રી પડદામાં રહે છે ત્યારે પુરૂષો સ્ત્રીઓને મોહ ઉત્પન્ન કરે માટે પડદાસીન પુરૂષોને શા માટે ન રાખવા જોઇએ ?

૬૭ ધણીના મરણ પછી સ્ત્રીએ વૈધવ્ય પાળવું એ રીતિ જેટલી નીતિવાન ગણાય છે, તેમ સ્ત્રીના મરણ પછી વિધુરત્વ પુરૂષે પાળવું એ રીતિ નીતવાન કેમ નહિં ?

૬૮ ફરજીઆત વૈધવ્ય પળાવનારી નાતે એ નિરાધાર વિધવાને પ્રમાણિક ધંધે વળગાડવી અથવા નાતના ફંડમાંથી નિર્વાહ કરવા જરૂર નથી !

૬૯ વિશેષ આનંદ શામાં—ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, કે સેવામાં ?

૭૦ ગૃહસ્થ કોને કહેવો અને ગૃહિણી કોને કહેવી ?

૭૧ લગ્ન વિધિ કઇ ઉત્તમ સ્વયંવરની કે મા બાપ કે વાલીની પસંદગીની ?

૭૨ સંસારમાં દુઃખ વધારે છે કે સુખ ?

૭૩ કુદરત દયાળુ છે કે ઘાતકી ?

૭૪ જેને "પૃથ્વી એ પોતાનું ઘર છે અને મનુષ્ય જાત એ કુટુંબ" છે એવો ઉદારવૃત્તિવાળો નાસ્તિક સારો કે જેને પોતે, પોતાના કુટુંબ સિવાય કોઇની દરકાર નથી એવો આસ્તિક સારો ?

૭૫ આપણું ખરૂં ભલું કોણ કરે છે, આપણા ગુણદર્શક મિત્રો કે દોષ દર્શક શત્રુઓ ?

૭૬ કયો પ્રહાર વિશેષ લાગે લાકડીનો કે વચનનો !

૭૭ વિશેષ સુંદર શું ખીલતું પુષ્પ કે મનુષ્યનું હસતું મુખ

૭૮ વિશેષ આનંદદાયક શું, બાળકનું બે સમજ કાલું, કાલું બોલવું તે કે વકતાનું સમજદાર—છટાદાર સુભાષિત ભાષણ ?

૭૯ પ્રેમ કોના શ્રેષ્ટ પ્રાચિન મહાત્મા બુદ્ધનો કે અર્વાચિન સ્વામી રામતીર્થનો !

**સુચના**—બુદ્ધ શાસ્ત્ર ( મણિલાલ નભુભાઇનું ) કે સ્વામી રામતીર્થના વ્યાખ્યાનો ( સસ્તું સાહિત્ય )

૮૦ જ્ઞાનકોનું વિશેષ પાશ્ચિત્ય પ્લેટોનું કે પ્રાચ્ય શંકરાચાર્યનું ?

૮૧ છોકરાને વિશેષ માર્ક શાના આપવા જોઇએ. કરેલા અભ્યાસના કે શિખેલા પ્રમાણે તેના ક્લાસના છોકરા સાથેના વર્તનના ?

૮૨ વર્તમાન વિવેકમાં ઢોંગ ક્યાં ક્યાં છે અને કેમ દૂર થઇ શકે ?

૮૩ વિશેષ લાભ શામાં છે, ભૂતકાળના લખાણ કરવામાં કે ભવિષ્ય કાળને સુધારવામાં ?

૮૪ જગત્ સ્વપ્નવત્ છે કે ખરૂં છે કે ભ્રાંતિ છે ?

૮૫ બંધ શું, મોક્ષ શું અને તેનું કારણ કયું ?

૮૬ અદ્વૈત એટલે શું જડ—ચૈતન્ય એક છે ?

૮૭ આત્મા એક છે કે અનેક ?

૮૮ મરવું સહેલું છે કે દોહેલું !

૮૯ મૃત્યુ એ શું છે અને તેનો જય થાય છે કે નહિ ?

૯૦ જીવન નાશવંત છે કે સ્થાઇ ?

૯૧ ક્યા પુરૂષનું અનુસરણ મનુષ્યને ઉપયોગી છે ?

૯૨ સંસાર એ બાવળનું વન કયારે છે અને ગુલાબનો બા… કયારે છે !

## એટલું તો નિર્વિવાદ છે કે:—

જેના અજ્ઞાનરૂપી પડળ ખુલ્લાં થવાના હોય, દેશનો, કોમનો અને સર્વનો ઉદય એજ જેનો જીવન ઉદ્દેશ હોય, ઉંચી સ્થિતિએ ચડી કાંઇપણ કીર્તિના કામો કરવાનું જેના નસીબમાં હોય, સંતાનોને દેશના વીરો બનાવવાનું જેનું નિશાન હોય, અને છેવટે આ અસાર સંસારને છોડી મુક્તિ મેળવી જીવન સાફલ્ય કરવાનું હોય—તેઓનેજ ઉત્તમ પુસ્તકો વાંચવાનું મન થાયછે.

**વાંચવા, વિચારવા અને મનન કરવા લાયક ઉત્તમોત્તમ પુસ્તકો તૈયાર છે.**

## આત્માવબોધકુલક યાને આત્મજ્ઞાન.

અનુભવ રત્નચિંતામણી, અનુભવ સિદ્ધસ્વરૂપ;
અનુભવ મારગ મોક્ષનો, અનુભવ કેવળરૂપ.

**સંસારના ભયનો જય અને મોક્ષની પ્રાપ્તિની ખાત્રી; અનુભવ જ્ઞાનથીજ થાય છે.**

મૂળ ગ્રંથકાર **શ્રીમદ્ જયશેખરસૂરિ.**

સંસ્કૃતમાં છાયાકાર બનારસ પાઠશાળાના એક **વિદ્યાર્થી,** ગુજરાતમાં શબ્દાર્થ રૂપ અનુવાદ કરનાર એક **મુનિરાજ,** વિવેચનકાર સુપ્રસિદ્ધ વક્તા **પંડિત લાલન.**

ઉંચા કાગળ, સુંદર છપાઇ, પાકું સુંદર પૂઠું, છતાં કિંમત માત્ર આઠ આના, પોષ્ટેજ ખર્ચ જુદું.

પંડિતશ્રીનાં બનાવેલ **પુસ્તકનું યશોગાન** કરનાર તથા દરેક **જૈન** વ્યક્તિને વાંચવા આમંત્રણ કરનાર મહા મુનિરાજો અને વર્તમાન **પત્રોના નામનો પરિચયઃ-**

મુનિ મહારાજ શ્રી રાજવિજયજી, મહારાજ શ્રી હંસવિજયજી, મહારાજ શ્રી ભક્તિવિજયજી, મહારાજ શ્રી કાંતિવિજયજી પ્રવર્તક, મહારાજ શ્રી કર્પુરવિજયજી, મહારાજ શ્રી મણિવિજયજી, તથા શ્રી નાનચંદજી અને ગુજરાતી ભાષામાં નિકળતાં વર્તમાનપત્રો એકી અવાજે પંડિતશ્રીની કૃતિના પુસ્તકોને વખાણે છે; અને દરેકને વાંચવા ભલામણ કરે છે.

ગ્રંથની અનુક્રમણિકા અથવા ગ્રંથમાં આવેલા ઉત્તમોત્તમ આત્મજ્ઞાનના અપૂર્વ **વિષયોમાંથી** માત્ર થોડાક વિષયોનું **દિગ્દર્શન કરો:-**

આત્મબોધ શાથી થાય છે? આત્માને જાણનારની સ્થિતિ કેવી હોય? આત્મજ્ઞાનથી કેટલો ફાયદો થાય છે? આત્માહીન દેહ કેવો છે? શું સ્ત્રીની અભિલાષાવાળો મન વશ કરી શકે? કુટુંબનું મમત્વ કેવું છે? જો તો ખરો, તારૂં અંતરંગ કુટુંબ કેવું છે? પંડિત **લાલન** પોતાની આઠ સ્ત્રીઓને શું ઉપદેશ આપે છે? આત્મસ્થિતિનો વિચાર કરતાં શું થશે? મોક્ષનગરનું રાજ સ્હેજમાં કેમ પ્રાપ્ત થાય? કયું એકજ કાર્ય કરવું? વિગેરે અનેક આત્મજ્ઞાન થાય તેવા વિષયો આ પુસ્તકમાં છે. જેઓને મોક્ષનગરનું રાજ્ય મેળવવું હોય **તેઓએજ** આ પુસ્તક **વાંચવું.**



## પંડિતશ્રીની કૃતિનાં અન્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ જૈનમાર્ગ પ્રારંભ પોથી ભાગ ૧ | ... | ૦—૧—૦ |
| ૨ „ „ ૨ | ... | ૦—૧—૬ |
| ૩ જૈનમાર્ગ પ્રવેશીકા ભાગ ૧ | ... | ૦—૨—૦ |
| ૪ „ „ ૨ | ... | ૦—૩—૦ |
| ૫ „ „ ૩ | ... | ૦—૪—૦ |
| ૬ શ્રી પરમજ્યોતિ પંચવિંશતી | ... | ૦—૮—૦ |
| ૭ નયકર્ણિકા ... ... | ... | ૦—૬—૦ |

**સદ્વક્તા**—આવૃત્તિ બીજી. છટાદાર ભાષણ કરવાની રીત. આ ગ્રંથ માટે મરહુમ સાક્ષર રત્ન મણીલાલ નભુભાઇ બી. એ. અને વર્તમાન પત્રોએ એકી અવાજે પ્રશંસા કરી છે, અને સાથે જણાવ્યું છે કે આવું ઉત્તમ પુસ્તક ગુર્જર ભાષામાં હજી એક પણ બહાર પડ્યું નથી. આ ગ્રંથ દરેક વ્યક્તિએ, અવસ્ય વાંચવું. ૦—૧૨—૦

### માત્ર થોડી નકલોજ બાકી છે.

# વિદ્યાચંદ્ર અને સુમતિ

( સુંદર દીલાકર્ષક ૧૨ ચિત્રો સહીત )

**( અત્યંત પ્રશંસા પામેલી રસીક નવલકથા. )**

**( સંસાર ચરિત્રનું અદ્ભૂત દિગ્દર્શન. )**

દરેક માણસે અવસ્ય વાંચવા, વિચારવા અને મનન કરવા લાયકછે. ગૃહ લાયબ્રેરીના આભૂષણ રૂપ મોટું રોયલ બાર પેજી ૩૭૭ પાનાનું પાકી સુંદર બાઇંડીંગ વાળું, દળદાર પુસ્તક જેની મૂળ કિ. રૂ. ૧-૮-૦ છે, તે વાંચનનો શોખ વધારવાના અને બાળલગ્ન, વૃદ્ધ વિવાહ તથા કન્યાવિક્રયના દુષ્ટ રિવાજોને દેશ નિકાલ કરવાના ઉચ્ચ ઉદ્દેશાથી ઘટાડીને રૂા. ૧—૦—૦ ફકત રાખેલ છે.

આ પુસ્તકની દશ હજાર જેટલી નકલો ફકત થોડાજ મહીનામાં ખપી જવા આવી છે. તેજ તેની ઉપયોગીતા દર્શાવવાને પુરતું છે. એ પુસ્તકના ફેલાવા માટે જુદા જુદા સહૃદય સજ્જનો તરફથી રૂ. ૫૦૦૦ જેટલી રકમ મદદ રૂપે આવેલી છે, જે તેના માટે લોક લાગણી કેવી છે, તે બતાવવાને પુરતું છે.

## અનેક ઉપયોગી વ્યવહારીક, ધાર્મીક, શુકન શાસ્ત્ર, વૈદક શાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર, જયોતિષ આદિ વિષયોથી ભરપુર મહાન ગ્રંથ.

# વિવેક વિલાસ

## નું ભાષાંતર, કર્ત્તા આચાર્ય શ્રી જીનદત્ત સુરિ. જેઓ વિક્રમના તેરમા સૈકામાં થયા છે.

મુંબઇની યુનીવર્સીટીએ જૈન સાહિત્યના ગ્રંથોમાંથી આ ગ્રંથની ખાસ પસંદગી કરીને બી. એ. ની પરીક્ષા માટે નિર્માણ કરેલો છે. આ ગ્રંથની પ્રથમ આવૃત્તિની કિં. રૂ. ૨–૦–૦ હતી. છતાં થોડા સમયમાં ખપી જવાથી અને ગ્રાહકોની અતિ માગણી હોવાથી આ ગ્રંથની બીજી આવૃત્તિ બહાર પાડી છે. સુંદર છપાઇ, સારા કાગળ, પાકું ગીલ્ટીંગ પુઠું. ૪૦૦ પૃષ્ટ છતાં દરેક વ્યક્તિ લાભ લઇ શકે તેના માટે માત્ર રૂ. ૦–૧૨–૦ જેવી નજીવી કિંમત રાખવામાં આવી છે. જે પુસ્તકના પ્રમાણમાં તદ્દન અલ્પ છે.

**૧. પ્રેમથી મુક્તિ**—સુપ્રસિદ્ધ વકતા મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી કૃત. એ નામનું પુસ્તક ખાસ વાંચવા, વિચારવા અને મનન કરવા જોગ છે. તેમાં પ્રેમના પથક્કરણપૂર્વક મુક્તિની સાધનામાં પ્રેમ કેટલે અંશે ઉપયોગી છે, તે ઘણીજ અસરકારક અને બળવાન દલીલોથી પુરવાર કર્યું છે. જૈન તેમજ જૈનેતર વિચારકો કિંવા વિદ્વાન પુરૂષો એક સરખા પ્રેમ અને ઉત્સાહથી વાંચી શ

એવા રસ અને પ્રબંધ ફતેહમંદ રીતે સાચવ્યો છે. **પુસ્તક માટે અનેક ઉત્તમોત્તમ અભિપ્રાયો મળ્યા છે. ૦—૮—૦ માત્ર**

---

**૨. લેખ સંગ્રહ**—ઉક્ત પ્રસિદ્ધ વક્તા મુનિમહારાજશ્રીની તેજસ્વી લેખિનિથી આજ સુધીમાં લખાયેલ તમામ લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યો છે. તેમાં જૈન સમાજના તથા આર્ય પ્રજાના આવશ્યક ધાર્મિક નૈતિક તથા સામાજીક પ્રશ્નો વિષે પૂર્ણ સ્વતંત્રતા તથા વિદ્વત્તાપૂર્વક ઉહાપોહ કરવામાં આવ્યો છે. દરેક જૈને તેની એક પ્રતિ અવશ્ય રાખવી જોઇએ. પાકું, સુંદર પૂઠું ૦—૧૨—૦ માત્ર



**૩. ધર્મબીન્દુ**—(શ્રી હરિભદ્રસૂરી કૃત) ભાષાંતર કર્તા મણીલાલ નથુભાઈ બી. એ. ભાષાંતર કર્ત્તાએ સ્વતંત્ર રીતે અને વિશાળ દૃષ્ટિએ વિવેચન કર્યું છે, જે જમાનાને બોધ આપવાને અતિ ઉપયોગી છે. પૃષ્ટ ૪૫૦ પાકું બાઇન્ડીંગ. કીં. રૂ. ૨—૦—૦ છે.



**૪. સિદ્ધતાં સાર ઉર્ફે તેરાપંથીની ચર્ચા**—કીં. ૩—૦—૦

---

**યોગ દીપક**—કર્તા યોગનિષ્ટ મુનિ બુદ્ધિસાગર. જૈનોએ જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ યોગને મુખ્ય માન્યા છે. યોગનો મુખ્ય ઉદ્દેશ આત્માની શુદ્ધતા કરવાનો છે. યોગના આઠ ભેદ છે વગેરે વર્ણન આ ગ્રંથમાં છે. ૦—૧૪—૦



**૬. જ્ઞાનોપદેશ.**—ગમે તેવા દુઃખી માણસને સુખી બનાવનાર આ પુસ્તક છે. પ્રથમ કીંમતનો રૂપીઓ એક હતો, પણ ગ્રંથ અતિ ઉપયોગી હોવાથી, અધ્યાત્મના ઉંચ જ્ઞાનથી ભરપુર હોવાથી, અને કેટલાક ગૃહસ્થોની કીંમત ઘટાડવા મદદ મળવાથી તેની કીંમત માત્ર દશ આના રાખી છે, દરેક વ્યકિત અવસ્ય લાભ લેશે. વહેલો તે પહેલો. ૦—૧૦—૦

૭. પ્રવૃતિ-નિવૃતિ—લેખક શ્રી ચારિત્રવિજયજી. મહારાજ પૂર્વ તથા પશ્ચિમના દેશોમાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિ વિષે જે ભૂલભર્યા વિચારો પ્રવર્ત્યાછે તેનો આ ગ્રંથમાં પ્રૌઢ-શૈલીથી ઉહાપોહ કરવામાં આવ્યો છે. લેખકનું માનવું એવું છે કે હિન્દવાસીઓ પ્રવૃત્તિનો યથાર્થ આશય નહિ સમજી શકવાથી આજે ઉદ્યોગહીન તેમજ દરિદ્ર બની ગયાં છે. શ્રીમદ્ રાજચંદ્ર જે પ્રવૃત્તિને એક સ્થળે "સાધન સહુ બંધન થયાં" એ નામથી વ્યવહરે છે તેનું પ્રકારાંતરે સ્પષ્ટીકરણ કર્યુંછે, અને જેઓ માત્ર બાહ્ય ક્રિયાઓમાંજ પરમ નિવૃત્તિ માની બેઠાછે, તેઓને વાસ્તવિક નિવૃત્તિની યોગ્ય સમજ આપવામાં આવી છે. દરેક વ્યક્તિને ખાસ વિચારવા જોગ વિષય છે, મૂલ્ય ૦-૬-૦

## મ્હારી જેલ—યાત્રા.

આ પુસ્તકમાં, જેલમાં બેઠાં બેઠાં કેટકેટલી જાતની મનુષ્યસેવા બજાવી શકાય તેમ છે, યુરોપ—અમેરીકા આદિની જેલોમાં અને અહીંની જેલોમાં શો ફેર છે, કેળવાયલા વર્ગે જેલના કમ નસીબ માણસોને સુધારવા તરફ કેવી જાતનું લક્ષ આપવાની જરૂર છે, લેખકો-પત્રકારો અને જાહેરસેવાનાં કામ કરનારાઓને માથે તેમને હેરાન કરવાના આશયથી ફર્યાદ કરવામાં આવે ત્યારે તેમણે કેવી રીતે જાતે બચાવ કરવો જોઈએ અને પરિણામની બેદરકારીવાળા તેવા નરોને દુઃખ પડે તો તે કેવી રીતે હસતે મુખડે સહન કરવું, એ વગેરે ઘણી બાબતો પર આ પુસ્તકમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે.

વળી તે પુસ્તકમાં, તેના કર્તાનો સ્થિતિનો ખ્યાલ આપતો સુંદર ફૉટોગ્રાફ (છબી) પણ આપવામાં આવે છે.

પુસ્તક ભારે કાગળ, સુંદર છાપ અને સોનેરી નામવાળા પાકા પુંઠા સાથે મનહર બનશે. મુલ્ય માત્ર રૂ.૧ છે.

## મહાન્ જૈન પુરૂષોના ચારિત્રો.

**અભયકુમાર** ચરિત્ર ભાષાંતર પૂર્વાર્દ્ધ ૧-૪-૦

**આનંદ મંદીર (નૉવેલ)** આવૃત્તિ બીજી. કિં. રૂ. ૧-૪-૦
આ પુસ્તકના અભિપ્રાયમાં મુંબઇસમાચારના વિદ્વાન અધિપતિ નીચે મુજબ જણાવે છે:—

**આનંદમંદિર,** શ્રી ચંદ્ર કેવળીના ચરિત્રનો રાસ—તે ઉપરથી "આનંદ મંદિર" ઉર્ફે "શ્રીચંદ્રકુમાર"ની નવલકથા શ્રી વિદ્યા પ્રસારક વર્ગે બહાર પાડી છે, તેને ફતેહ મળશે. આ રાસના કર્તા શ્રી જ્ઞાનવિમળસૂરિ વિક્રમ સંવત ૧૭૭૦ વિદ્યમાન હતા, જેમણે આ ગ્રંથ રાંધનપુરમાં રચ્યો અને મહા શુદ ૧૩ ના દિવસે શ્રી સંઘ અને મુનિઓ સમક્ષ, તે ગ્રંથને પ્રમાણ કરવામાં આવ્યો. કર્તાએ છેલ્લી ઢાળમાં પોતાની ગુરૂ પટાવળી દર્શાવી છે. આ ગ્રંથ દરેક જૈન બંધુએ અવશ્ય વાંચવો. એ અમારી ભલામણ છે. ૧—૪—૦

**ઉત્તમકુમાર નોવેલ**—આ અદ્દ્ભુત કથાની યોજના ઉત્તમ કુમારના રાસ ઉપરથી કરવામાં આવી છે. તેને નવલકથાના રૂપમાં ગોઠવવાથી અતિશય રસદાયક અને ધર્મના પ્રભાવને વધારનારી થઇ પડી છે. તેની કિંમત માત્ર રૂ ૦-૧૦-૦

**જૈન ઇતિહાસ**—જૈનધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ જાણવાને માટે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. તે સાદ્યંત વાંચવાથી આર્હત ઇતિહાસનો સારો બોધ થાય છે. ૦-૧૦-૦

**દાનવીર રત્નપાળ**—રત્નપાળ વ્યવહારિઆના રાસ ઉપરથી રચેલું આ પુસ્તક ઘણું રસિક છે. એમા રત્નપાળનો દાનધર્મ અને ધર્મ પ્રભાવ સારી રીતે દર્શાવવામાં આવ્યો છે. તેને અંગે કયારસ

ને રસિક કરવાને માટે વિવિધ પ્રસંગોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ સુબોધક ધાર્મિક ગ્રંથ સર્વ આસ્તિક આર્હતોને સંપૂર્ણ વાંચવા યોગ્ય છે. ૦-૧૨-૦

**ધન્નાચરિત્ર**—આ નાજુક પુસ્તક નોવેલ તરીકે વૈરાગ્યથી ભરપુર છે, માટે દરેકને અવશ્ય વાંચવાની અમારી ભલામણ છે ૦-૩-૦

**ધર્મવીર જયાનંદ** ભા ૧-૨ આ પુસ્તક જયાનંદ કેવળીના રાસ ઉપરથી મનોરંજક સુબોધક ઐતિહાસિક નવલકથાના રૂપમાં ગોઠવવામાં આવ્યું છે. ભા ૧ લાની ૦-૧૨-૦ બીજાની ૧-૪-૦

**પ્રદ્યુમ્ન ચરિત્ર**—ભાગ ૧-૨ આ પુસ્તક માટે "જૈન" ના અધિપતિ લખેછે કે, અમને અભિપ્રાય અર્થે આ ભાગો ભેટ મળ્યા છે. આ પુસ્તક સંસ્કૃતમાં લખાયેલાનું ગુજરાતી ભાષાંતર છે, ગુજરાતી ભાષાંતર એવું રસીક કીધું છે કે સંસ્કૃત ભાષાની રસીકતા ખીલી નીકળે છે. આ પુસ્તક મૂર્તિપૂજક બંધુઓના મતને અનુસરીને લખાએલું મૂળ સંસ્કૃતમાં છે. આવા અપ્રસિદ્ધ ગ્રંથો બહાર પાડી જૈનાચાર્યોની કૃતિથી જ્ઞાત કરવાની જરૂર છે, છપાઇ ઉપર વર્ગનું સારૂં ધ્યાન રહે છે તે પુસ્તક ઉપરથી જણાય છે. અક્ષરો મોટા અને સારા છે. દરેકને વાંચવા લાયક છે. ૧—૦—૦

**પાંડવ પ્રબોધ**—ભારતવર્ષમાં પ્રખ્યાતિ પામેલા પાંડવો અને કૌરવોના ચરિત્રનો આ ઉત્તમ ગ્રંથ આદિથી અંત સુધી વાંચવા યોગ્ય છે. પવિત્ર યુધિષ્ટિર, વીર અર્જુન, અને બલિષ્ટ ભીમ વગેરે ભારતીય ધર્મવીરોના પરાક્રમોનું રસિક વર્ણન આ ગ્રંથમાં આપેલું છે. સમગ્ર ગ્રંથ રસાલંકારથી ભરપૂર અને નીતિના આદર્શરૂપ છે. સર્વ જૈન મુનિ મહારાજાઓએ અને જૈન સાક્ષરોએ તેને માટે ઉચ્ચ અભિપ્રાયો આપેલા છે. અન્ય દર્શનીઓમાં જેમ મહાભારત છે, તેમ જૈન દર્શનનું આ મહાભારત છે. તેની અંદર આવતી વાર્તાના પ્રસંગો નવરસથી ભરપુર છે. આવા મહાન ગ્રંથની કિંમત ૧-૮-૦ માત્ર છે.

શાંતિનાથ ચરિત્ર—કીંમત ૦-૬-૦

**શ્રેણીક ચરિત્ર-પ્રથમ ભાગ.** આ જૈન મહાકાવ્ય ગણાય છે. તે વિદ્વાન ગ્રંથકારે સંસ્કૃત વ્યાકરણના પ્રયોગ સાથે શ્રેણિક રાજાનું રસિક ચરિત્ર આલંકારિક ભાષામાં વર્ણવેલું છે, તે મૂળસહિત ભાષાંતર સાથે મુદ્રાંકિત કરવામાં આવેલું છે. ગ્રંથના પ્રમાણમાં માત્ર અલ્પ મુલ્યજ રાખવામાં આવ્યું છે. ૦-૯-૦

## મહાન્ જૈન સતિઓના ચરિત્રો અને શ્રાવિકાઓના અલંકારો.

**જૈનસતીમંડળ** ભાગ ૧ લો. આ ગ્રંથમાં જૈન સતીઓના સુબોધક ચરિત્રો સુંદર અને રસિક ભાષામાં આપેલાં છે. દરેક ચરિત્રને અંગે સતી ધર્મનું અપૂર્વ માહાત્મ્ય, સતી ધર્મનો પ્રભાવ અને મહિમા ઘણી ચમત્કારીક રીતે વર્ણન કરવામાં આવેલછે. પ્રથમ ભાગમાં સતી સુલસાથી સતી કુંતી સુધીની પચવીશ સતીઓના રસિક ચરિત્રો આપી તે ભાગને ઘણોજ સુબોધક બનાવ્યો છે. ગ્રંથનું પુર સાડા ત્રણસો પૃષ્ટનું છે. કીં. ૧-૪-૦

**જૈન સતી મંડળ ભાગ ૨ જો**—આ ભાગમાં બાકીની પ્રાચીન સતીઓના ચરિત્રો સંપૂર્ણ કરી, તે ઉપરાંત પ્રખ્યાત જૈન મહાત્માઓ, આચાર્યો, મુનિઓ અને ધર્મવીર પુરૂષોની માતાઓ, બ્હેનો અને સ્ત્રીઓના ચમત્કારી અને સુબોધક ચરિત્રો આપેલાં છે. શ્રાવિકાઓનાં સંસ્કારી હૃદયોને સુબોધ આપનારો ગ્રંથ ઘણોજ ઉપ-

ચાગી છે. જો બાલ, તરૂણ અને પ્રૌઢ—સદ્‌ગુણી શ્રાવિકાઓના મન ઉપર સતી ધર્મની સજ્જડ છાપ પાડવી હોય તો આ બંને ગ્રંથો ખરીદ કરી તેમને વંચાવવા. કીં.૧-૦-૦

શ્રાવિકા ભૂષણ—પ્રથમ અલંકાર. આવૃતિ ૩ જી. પુસ્તક પહેલેથી છેલ્લે સુધી તપાસી જોયું. પુસ્તક ગૃહસ્થીઓ માટે અને વીશેષે સ્ત્રીઓ માટે બહુજ ઉપયોગી જણાયું. નીતિનાં ઉંડાં બીજો રોપવા માટે અને સંસાર સુધારા માટે જૈનોમાં આ પહેલુંજ પુસ્તક પ્રગટ થયું છે. આવાં નીતિનાં પુસ્તકો શ્રાવકોમાં ઘેર ઘેર વંચાય, અને બાલ્યાવસ્થામાં દરેક બાળિકાને શિક્ષણ રૂપે અપાય, તો હું ધારૂંછું કે, શ્રાવક સંસારમાં સુધારો થોડા વખતમાં ઘણોજ આગળ પડતો થઇ આવે. કિંમત પણ પુસ્તકના પ્રમાણમાં સામાન્ય છે. માટે દરેક શ્રાવકે આ પુસ્તક પોતાને ઘેર વાંચવું એ અમારી ખાસ ભલામણ છે. “ મુનિ શ્રી કેશરવિજયજી ગણી તરફથી. ” ૧-૦-૦

શ્રાવિકા ભૂષણ—દ્વિતીય અલંકાર, આ ગ્રંથમાં આઠથી બાર દિવસ સુધીના વિભાગ પાડી જુદા જુદા વિષયોનું વર્ણન કરવામાં આવ્યું છે. ધર્મ અને સંસારના શુદ્ધ તથા દૂષિત સ્વરૂપને બતાવનારા પ્રસંગો લાવી આ ભાગને વિશેષ રમણીય બનાવ્યો છે. ૧-૦-૦

શ્રાવિકા ભૂષણ—તૃતીય અલંકાર, આનંદના ઉપદેશનાં ઉદ્દગારથી ભરપૂર આ અલંકાર, પ્રથમના બે અલંકારોથી વિલક્ષણ છે. શ્રાવિકાઓનાં હૃદય ઉપર ધર્મ તથા નીતિની છાપ પાડી તેને નિર્મળ બનાવવાને માટે આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે. ૧-૦-૦

**શ્રાવિકા ભૂષણ**—ચતુર્થ અલંકાર ચિંતામણી સમાન માનવ દેહને પ્રાપ્ત થયેલી શ્રાવિકાના સંસારી હૃદયને વૈરાગ્યથી વિભૂષિત કરનારો આ અલંકાર સર્વદા હૃદયમાં ધારણ કરવા યોગ્ય છે. મનોરંજક દૃષ્ટાંતો અને સુબોધક કવિતાઓથી આ અલંકારને વિશેષ અલં કરવામાં આવ્યો છે. ૧-૪-૦

**રાજકુમારી સુદર્શના યાને સમળી વિહાર**—મૂળ ગ્રંથ કર્તા ચિત્રવાળા ગચ્છિય શ્રીમાન્ દેવેંદ્રસૂરિ. ભાષાંતર કર્તા પંન્યાસ કેશરવિજય ગણી. આ ગ્રંથમાં શું વાંચશો?-સિંહલદ્વીપમાં જન્મેલી રાજકુમારી સુદર્શનાને પોતાનો પૂર્વભવ સ્મરણમાં આવે છે, અને તેથી ભરૂચ શહેરમાં આવે છે, અને પોતાના પૂર્વભવના સ્થાનમાં એક વિહાર બનાવે છે, જેનું નામ સમળીવિહાર પાડવામાં આવે છે. આ મૂળ કથાનકને એવી તો રસ ઉપજાવે તેવી રીતે ગુંથવામાં આવ્યું છે કે વાંચકવર્ગ આગળને આગળ વાંચવાને દોરવાય છે ૨૮ ફર્મા, ૪૫૦ પાનાનું પાકા બાઈન્ડીંગનું આ ચારિત્ર પુસ્તક છે, છતાં સર્વ કોઇ લાભ લેઇ શકે, તે માટે તેની કીં. માત્ર આઠ આના રાખવામાં આવી છે.

**શ્રાવિકા સુબોધ દર્પણ**—ધર્મને દર્શાવનારૂં આ પુસ્તક અતિ ઉપયોગી છે. ગૃહવાસમાં શ્રાવિકાનું પ્રાધાન્ય કેટલે દરજ્જે છે, સતી શ્રાવિકા કેવી હોવી જોઇએ? સતી શ્રાવિકાનો સંસાર કેવો પ્રશંસનીય છે? સતીપદ જાળવવાને તેણીએ કેવી રીતે વર્તવાનું છે? ઇત્યાદિ સતી ધર્મનાં લક્ષણો તથા સ્ત્રી જાતિના શારીરિક ધર્મો જેવાં કે રજોદર્શન, સગર્ભાવસ્થા, ગર્ભિણી શ્રાવિકાનું વર્તન વિગેરે. દરેક ગૃહસ્થ શ્રાવકે શ્રાવિકાઓને પોતાના સ્વરૂ-

પનું અવલોકન કરાવવા માટે આ મનોહર દર્પણ (અ
રીસો ) પોતાના ઘરમાં રાખવો જોઇએ. ૦-૧૨-

"મલયા સુંદરી ચરિત્ર"—પંન્યાસ શ્રી કેશરવિજયજી
મહારાજની કલમથી લખાયેલ અતિ ઉત્તમ ગ્રંથ. તમે કૃત્રિમ નોવે
લો મા વાંચતા. ૪શો. સેંકડો નકલોના ઓર્ડર મળી ચુક્યા છે. એજ દે
છે કે વાંચન સારૂં હોય તો,વાંચકવર્ગ તેના પર તુટાતુટ કરવા ચૂ
નથી. આઠ પેજી ૨૮૦ પૃષ્ટનું પાકું અને સુંદર બાઇન્ડ
પુસ્તક છતાં કીમત માત્ર દસ આના.

ઋષિદત્તા આખ્યાયિકા—આ પુસ્તકની અ
લગ્ન તે શું ? પત્નીની ફરજો, પતિની ફરજો, આત્મઘ
નિષેધ. ( સ્ત્રી પુરૂષોને પરણેતર ) જીંદગીનાં કર્ત્તવ
શિખવનારી એક ભેદ ભરી રસમયી વાર્તા. —૦-

સતી લીલાવતી જીવન ચરિત્ર. ૧-૦-

મેસર્સ મેઘજી હીરજી એન્ડ કું.

બુકસેલર્સ, એન્ડ પબ્લીશર્સ પાયધુ

નં. ૫૬૬ મુંબઈ.

